# ઉદ્યોગ.


રચી પ્રસિદ્ધ કરનાર

દેવરામ શીવરામ દ્વિવેદી

સ્ટે૦ મા૦ રાજકોટ તાલુકા સ્કુલ.



આવૃત્તિ ૧ લી, પ્રત ૫૦૦



આ પુસ્તકની માલિકી સને ૧૮૬૭ નાં ૨૫ મા આક્ટ પ્રમાણે નોંધેલી છે



અમદાવાદ

હિંદુસ્તાન પ્રિન્ટિંગ પ્રેસમાં વનમાળી લાધાભાઈ મોદીએ છાપ્યું.

સને ૧૮૯૩ સવંત ૧૯૪૯



આ પુસ્તક સબંધી સર્વે અધિકાર સ્વાધિન રાખેલા છે


કીમત ૭ આના.

છે તો એ શેઠ બિઠ આગળી ઉદ્યોગ ભણાવી પોતેજ પસંદ કરેલી નોકરીમાં પણ કદીજ ધાડ મારવાના નથી એમ એઓનું હિસાબ કહી આપે છે

હમેશા મનમાં ઉચ્ચ નમુનો રાખીને ચાલવું જોઇએ ઉચ્ચ વિચાર, ઉચ્ચ આશા, અને ઉચ્ચતર ઉદ્યોગથી આગળ વધી પ્રતિદિવસ પોતાની હાલત વધારે સારી કરવા જીવન પર્યંત મથ્યાજ રહેવું. એ મનુષ્યનું વાસ્તવિક કર્તવ્ય હોવું જોઇએ નીચ અવસ્થામાંથી ઉચ્ચ અવસ્થામાં જવું, એ કેટલું ને કેવું પરાક્રમ કહેવાય? ઉત્તર વયમાં કેટલું અભિમાનપ્રદ અને સુખપ્રદ છે! વખત પ્રતિકુળ કે અનુકુળ હોય એટલે શું? આપણોજ પ્રયત્ન પ્રતિકુળ વખતને અનુકુળ કરી શકશે

આજથી ચાર વર્ષ ઉપર ઉદ્યોગને લાગુ પડે એવા ઉપયોગી ફકરા અને કહેવતોનો ઠેકાણે ઠેકાણેથી સંગ્રહ મારા પોતાના ઉપયોગ માટે હું કરતો હતો. એવો સંગ્રહ વિશેષત: મારા ગુરુવર્યશ્રી ગણપતરામ અનુપરામ ત્રવાડી એઓના જાતમેહેનતના મહાન ગ્રંથમાંથી કર્યો હતો થોડી મુદત ઉપર મારો એ સંગ્રહ મારા એક મિત્રના વાંચવામાં આવવાથી તેણે એ સંગ્રહ નિબંધના આકારમાં બહાર પાડવા ભલામણ કરી અને તેથી જે બન્યું, તે આજે સ્વદેશ બાંધવોની સેવામાં રજુ કરૂં છું

આ સંગ્રહનો ઉદ્દેશ ખૂબ જુદોજ હોવાથી નિબંધના આકારમાં ગોઠવતા જેવો તેવો બરાબર પાર આવી શક્યો નથી મારો એ દોષ વિદ્વદ્વર્ગ ક્ષમા કરશે, એમ આશા રાખું છું સિવાય બીજા

કોઈ દોષો અણજાણ્યા રહી ગયા હોય, તો તાજુબી નથી હું અલ્પજ્ઞનો આ પ્રથમ પ્રયાસ છે અને તેથી વિદ્વજ્જન મારા પ્રતિ પ્રેમ દિલ રાખી સુધારો વધારો કરવા સૂચના કરશો, એ મારી યાચના છે

ગુર્જર ભાષામાં જાત-મહેનતનો જન્મ અદ્યાપિ પર્યંત થયો ન હોત તો મારા હાથથી ઉદ્યોગ વિષે આવો પણ નિબંધ લખવાનો વખત આવત કે નહી તે કહી શકાતું નથી. એટલુંજ નહીં પણ નિબંધમાં જે કંઇ ઠીક દેખાય, તે મારા ગુરૂવર્ય અને જાત-મહેનતના કર્તા શ્રી અમૃતરામ અનુપરામ ત્રવાડી એમના પ્રભાવનું ફળ છે! એમનો પ્રસાદ છે! એમનુંજ છે!!!

આ નાનકડો નિબંધ કિંચિત્ પણ લોકોપયોગી નિવડશે, તો હું મારો પ્રયત્ન સફળ થયો સમજીશ અને મારા આ કામનાં આરંભથી અંત સુધી જે મદદ મળી છે, તેને માટે હું સંપૂર્ણ ભાવે આભાર માનું છું

કર્તા.



# પ્રવેશક.

---

## રોળાવૃત્ત.

સુખ વૃદ્ધિ, ધન વૃદ્ધિ, હિત વૃદ્ધિ જો જોઈએ,
મંગળદાયક ચિન્હ આથમાં સંકટ સહીએ,
હોય વડો રણુ જગ પાછો પાની જે ન કરે,
નડે મુસીબત પડે, ચડે હરિ તે શું ન કરે ૧

પામર જંતુ જુઓ દિવાસે ધસમસિ ચાલે,
ઉત્તમ એ દ્રષ્ટાંત દીન કો દિલમાં ધારે,
દીન મટી દાતાર થવું જો હોય તમારે,
આરામ થઈ ઉદ્યોગ કરો દિન દીન વધારે ૨

વખત લ્હેરો તજે ગાન ગુલતાન તજીને,
તજે શોક નવરંગ સાધનો સર્વ તજીને,
તજી લક્ષ્મીનો સંગ, રંગ હરવા ફરવાનો,
અમન ચૈન પણ તજે, જેથી જગ મોહ થવાનો ૩

તજી સ્વર્ગ સમ સુખ, રૈનદ મ્હોરે જે જે,
જન્મ ધર્યો જગમાંહિ, સફળ ઠેરાયા તેને,
ધન્ય ધન્ય તે જન્મ, ધન્ય છે જનની તેની,

રમે જગમાં નામ કીર્તિ ફેલાવે એની ૪
હેરી ને દર્શન સહટે સ્થીર રહેશે,
તજે ઝાઝા નીર નીર ગમાનું લેશે,
જ્ઞાતીના બાગવાન મેળવે મહિમા મોટા,
લક્ષ્મી વૈભવ માત્ર મળુએ મનમાં ખોટો ૫

કચો



# અર્પણ.

સદામહેરબાન ગુરૂવર્ય શ્રી ગણપતરામ
અનુપરામ ત્રવાડી.

સાહેબ !

હું આપનું દિલ હમેશાં સ્વદેશ સેવા બજાવવામાં તત્પર રહેલું જોઉં છું, હલકી સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિએ જવાનો પ્રયત્ન કરનારને ઉત્તેજન આપો છો, અને નિરંતર સદ્વર્તનમાંજ રહીને દેશમાં સદ્વર્તન વધારવા અંતર લાગણીથી યત્ન કરો છો, એટલુંજ નહિ, પણ હું શબ્દોથી કહી નશકું એવી અમૃતદૃષ્ટિ અવિચ્છિન્નપણે મારાપર વર્ષાવવા રહીને ઝટઝટ મારૂં ભેય થવા ઇચ્છો છો! ઇત્યાદિ ઇત્યાદિ આપના દેવ દુર્લભ સદ્ગુણો મને જાગ્રત કરી વિસ્મય પમાડે છે!

વળી ' જેઓ જેનો અભ્યુદય ઇચ્છે, તેઓજ તેના પ્રયાસમાં રખાય!" તથા "જે જેનું તે તેનેજ છાજે!" એમ સમજીને હું પૂર્ણ ભક્તિ ભાવે સાષ્ટાંગ પ્રણામ કરતો કરતો મારા પ્રથમ પ્રયાસથી જે કંઇ થયું તે આપનાજ ચર્ણારવિંદમાં મૂકી અતિ હર્ષિત થાઉં છું.

હું છું આપનો દેવશમ.

# मंगल.

वसंततिलका वृत्त

शंभू नमु चरणमां प्रथमाऽऽमि आ,
दृष्टि प्रसाद करजो नवळि मतिमां,
निद्रा स्वदेशिय प्रजा तजीदे उमंगे,
वाहु बने सुखद मार्ग ग्रहे सुरंगे. १

ऊमा पति उछळती मम वाञ्छना आ,
पूरो महेश महिपाळ कृपाळ राया,
आ भारती भवननी लघुताई टाळो,
श्रेष्ठाइ सूर्य प्रगटो प्रभु शौर्य वाळो २

उद्योग हुन्नर वधे बधु ठाम ठामे,
विद्या, कळा विजय थाय विशेष वामे,
साष्टांगथी नमि नमी करु याचना हु
आ कार्यमां विजय देव विशेष चाहु ३

——— • ———

આગળ તો
ચાલો જરા
ભળા દેખશો,
ને તમારી
પણ ખાત્રી
થશે

# ઉદ્યોગ.

मनुष्य यत्न इश्वर कृपा
जो न करे बळ,
तो न मळे फळ

ખરી આશા
ને કોઇ પો
હોચતુ ન
થી, આશા
એજ મારૂ
જીવન છે
ભજ ૯

---

નિમતા ઈશ્વરે જગતમા સર્વ મનુષ્યના હૃદયમા સુખ મેળવવાની અખંડ જીજ્ઞાસા મૂકેલી છે, અને દરેક માનવ પ્રાણી સુખ મેળવવામા હમેશા આતુરજ રહે એ સ્વાભાવિક છે પણ જ્યારથી મુસલમાન સ્વારીઓના ઓઘ હિંદપર ફરી વળવા લાગ્યા, ત્યારથી અદ્યાપિ પર્યંત ભારતવાસીઓ ઘણે અંશે જર્યો ભજે તો આખાને ન ચાહીને અથવા તો જે મળે તેમા સંતોષ માનીને જેમના તેમ પડી રહેવામા સુખ માનવા લાગ્યા એથી ઉલટુ દુનિયાની બીજી કમાળ અને અજ્ઞાન પ્રજાઓ વિવિધ સુખના સાધનો ખોળવા લાગી અને હુન્નરી ઉદ્યોગનો ઝળકાટ દુનિયાને દેખાડવા લાગી અને પરિણામે આપણને પાછળ મુકીને એટલે સુધી તે પ્રજાઓ વધી ગઇ કે આપણા કામમા રોજ વપરાશમા આવતી નાની મોટી અનેક ચીજો પરમુલકથી આવે ત્યારેજ આપણુ કામ ચાલે અફસોસ, આવો વખત આવ્યો ત્યાં સુધી આપણે મોડી પણ નિર્માલ્યકર ક ખદ્ નિદ્રામાં ઘેરીએ છીએ આપણે આપણા સુખની પરિસીમા સંતોષ વડેજ સંપૂર્ણ કરીએ છીએ.

મેળવે, તેજ બીજાને આપી શકે, પણ આળસુ કરી પોતે જ પોતાના પડને દુ:ખે, તે બીજાનુ શુ સારૂ કરી શકે? પોતાનુ સારૂ કરનાર દેશનુ અને દેશનુ સારૂ કરનાર પોતાનુ સારૂ કરી શકે છે માટે "દરેક કામમા પેહેલ કરી આગળ થાઓ, અને દેશના સામર્થ્યની જીવન દોરી કહેવાઓ!"

પરસેવો ઉતારીને પકવેલ ફળ જેવુ મીઠુ-સ્વાદિષ્ટ લાગે છે, તેવુ બીજુ મીઠુ લાગતુ નથી અને ઉછેરેલ વૃક્ષનુ ફળ, કે જે તે મહા મહેનતે કરેલુ કોઇ કામ જ્યારે માણસ નજરે જુએ છે, ત્યારે તે કામમા તેને જેટલો શ્રમ પડયો હોય તેટલો બધો ત્યારેજ ઉતરી જાય છે અને તેને એટલો આનંદ થાય છે કે તેનું વર્ણન કરવા હુ અશક્ત છુ તે આનંદ રસના ઉત્તમ પાનનો અકથ્ય મીઠો સ્વાદ અનુભવીજ જાણે!

કોઇ પણ કામ આરંભ્યા પહેલા અઘરૂ લાગે, અને આરંભમા તેથી પણ અઘરૂ લાગે પણ જેમ જેમ આગળ ચલાય, તેમ તેમ તેજ કામ સ્હેલુ લાગે. "કામ કામને શિખવે, મહાવરો મોટી વાત છે" પછી તે કામજ આગળ જવાનો રસ્તો બતાવે! પ્રકાશ દેખાડે! સ્હેલુ થાય, આપણો ઉમંગ વધારે અને ફળ આપે!

જેવા કામ કરીએ તેવા ફળ પામીએ! કહેવત છે કે "જેવા બીજની વાવણી તેવાં ફળની કાપણી" બોર વાવવાથી કેળાં, કે આ કડો વાવવાથી કેરી કેમ પામીએ? માટે જેવા ફળ મેળવવાની આશા થતી હોય, તેવા કામ કે બીજ રોપવા-તેવા કામ કરવાં માણસમાત્રને લાગ, સુખી અને ધનવાન થવાની ઉમે૦ સ્વાભાવિક રીતે હોયજ જેથી સદુદ્યોગ કરવો એ પણ સ્વભાવિકજ છે

ઉદ્યોગ શબ્દમા તમામ જાતના માણસે કરવાના સત્કાર્યોનો સમાસ થાય છે વ્યસન તજાય શોખો ઘટાડો થાય, આરોગ્યતાના નિયમો પળાય, કરકસરથી ચનાર ફૂગો છોડાય, મન વશ રખાય, ત્યારેજ ઉદ્યોગને રસ્તે ચડાય સુધરી શકાય સત્કારો કરી શકાય !

સ્વતંત્રપણે મહેનત કરવાથીજ ઉચ્ચ સ્થિતિએ ચડાયા હોઇને આધારે અથવા આંગળીએ વળગી ગયેલો આદમી પાછો શી રીતે વળે? તેમ કોઇના દબાણમા અથવા પરાધિન રહીને ઉદ્યોગ પણ મનમાનતો ઉત્તમ થાય નહીં સ્વતંત્રપણે ઉદ્યોગ કરનારને મદદ કરવી એજ પરોપકાર, અને એજ સ્વદેશાભિમાન, કોઇ પણ માણસ પોતે માથે લીધેલુ કામ કેવા જુસ્સાથી કરે છે, તે ઉપરથી તેનામા ખરી મેહેનતનો જુસ્સો કેટલો છે તે જણાઇ આવે છે શરૂઆતમા ગજા ઉપરાંત મેહેનત કરવાથી કાંઇ ફળ નથી, પણ ઉલટુ નુકસાન છે તે એવુ કે મેહેનતનો જુસ્સોજ કાં તો નાબૂદ થાય. અને તેમ નહીં તો થાક લાગવાથી બીજે દિવસે કંઇ પણ કામ થાયજ નહીં આથી કહેવાની મતલબ એજ છે કે ધીમે ધીમે મેહેનત કરવાની ટેવ પાડવી એથી સૌ સારૂ થશે

વાત વાત કર્યા કરતાં કામકાજમાંજ અને વ્યવહારમા અપનાવ્યાથી, પોતાનુ વર્તણુ ચલણ સુધારવાથી અને બીજાનું જોઇ જોઇ તેવા થવાથી માણસ ખબરદાર બને છે આપબળની કેવી સર્વોપરી સત્તા છે! ધીરજના ફળ કેવા મીઠા છે? દ્રઢતનો કેવો અસલ જુસ્સો છે? અડગ સાચવી કેવા કેવા ડુંગર ડગાવ્યા [illegible]એ છે ?? તે જોવુ હોય તો અચળ કિર્તિવંત મનુષ્યોના તેજસ્વી કામો આજુબાજુ નજર ફેરવી તપાસો તો તરત માલુમ પડશે કે

અનેક નકરના સાચા, તાર, અગ્નિરથ અને એવાં અનેક સુખના સા ધનો અને તે પર તેના કર્તાને પડેલો શ્રમ બારીકીથી વિચારો ! જે જે નામાંકિત નરો થઇ ગયા છે, તે અમુક જ્ઞાતીના કે અમુક ધ-ધાવાળાજ થયા છે, એમ સમજવું નહિ. એક હજામ, તો બીજો રાજા ! ત્રીજો સાળવી, તો ચોથો કુંભાર ! એમ ભિન્ન ભિન્ન ધ-ધો કરનાર વિરો ઉદય પામ્યા હતા

સહનશિલતાનો ઉત્તમ ગુણ પ્રાપ્ત કરવો હોય તો પોતાના કામમાં જે જે વિઘ્નો પડે, તે તે હિંમતથી ખસેડવા નિષ્ફળ પડે ત્યારે નવી નવી મન શક્તિઓ ઝગાવી ઉઠો જો કામને જીતીએ નહિ, અથવા તો કોઇ કામમાં એક વખત પાછા પડીએ તો નવી જાગૃતિથી કામ સાથે લડવાને ફરી સજ થવું "ભુલ્યા ત્યાંથી ફરી ગણો" અહા ! આ બોલમાં કેટલો ગંભીર અર્થ રહેલો છે ? જો દ્રઢતાથી ધારે તો કાળા માથાનો માનવી શું ન કરે ? અહા ! આપણે વિચારીશું તો સુધારાપર સુધારો ! અને તેનાપર સુધારો ! આ ઓગણીશમી શતાબ્દીએજ દુનિયાના પાછલા ચમત્કારો ઝાંખા નાખી તે પર નવો ઓપ ચડાવ્યો છે ! કોઇ કોઇ તો એના ખંતથી મંડી પડવા હોય છે કે હજુ આપણે ચમત્કારના ઉછાળામાંજ ઉછળતા હોઇએ, ત્યાં વળી તેને આટીંગું ખવરાવે એવો ખરેખર અલૌકિક બાગનો, જન સમુહને હેરતમંદ બનાવતો, અને થોડીવાર સાંભળનારનું મન પણ કંપન ન કરે એવો મહા ચમત્કાર સાંભળીએ અને જોઇએ છીએ ! અહા ! અને તેને શરૂવિર કહેવો ! મહેનતુ કહેવો ! દુનિયાનો સર્વોત્તમ મુલ્યવાન હીરો કહેવો ! કે એને તે કઇ ઉપમાનકયું બિરૂદ શું

આપીએ કે જેથી આપણું મન સંતોષ પામે ! આપણે ફુકાગા તેને ધન્યવાદના બે બોલ આપીએ ! હે ! મનુષ્યાવતાર લેનાર દેવતા ! તારા કૃત્યને અમે ઉચ્ચ માન આપીએ છીએ ! તે આ દુનીઆની હસ્તી સુધી ન ભૂલાય ! ન ભૂંસાય ! એવું નામ મેળવ્યું છે ! તે જીવનનું ખરૂં સાર્થક કીધું છે ! તું અમર રહ્યો છે !! *

વૃદ્ધાવસ્થા અવશ્ય આવશેજ એ દરેક માણસ સમજે છે એ અવસ્થામાં કંઈ પણ કામકાજ થઈ શકે નહિ. તાળીઆ તાર વાળો અગર તો ધણી પડેલી ધ્રુજતો માણસ જેમ બહાવરો બને છે, તેમ વૃદ્ધાવસ્થાએ એવી હાલત આવનારી એ નિશ્ચય છે વળી બીજુ કોઈ આપણા પડનું પોષણ કરે તેમ નથી તે વખત જુવાનીનો સમય નિરર્થક ગુમાવ્યા બદલ કેવો પસ્તાવો કરવો પડે ! હું ! માનવ ! એ સમય ખ્યાલમાં રાખવો જોઈએ

બહાર પડીને મહેનત કરનારા ઘણે ભાગે તો ગરીબ લોકોજ હોય છે, ને ધનવાન કોઈકજ હશે તેમાં પણ મહેનતથી કંઈક મેળવી કિર્તિનો કોટ તો કોઈકજ ચણતા હશે ધનવાનને જેજે દુખ— જે જે અડચણો નડે છે, તે નિર્ધનને નડતી નથી નિર્ધનને મહેનત તો સ્વાભાવિક છે કેમકે તેના જીવનનો આધાર મહેનત ઉપરજ રહેલો છે જે માણસ જ્યારે ત્યારે 'મને વખત નથી ફુરસદ નથી અવકાશ નથી' એમ બોલ્યા કરે છે તેને પોતાનું કામ નિયમસર કરતા આવડતું જ નથી, એમ સમજવું વગર નિયમે કામ કરવાથી તેના કામનો બોજો તેને હમેશાં વધારે થઈ પડવાનો દાખલા તરીકે એક સરકારી અમલદાર પોતાના નિત્ય કામના કામ

ળાનો રોજે રોજ પથારો કરતો આખો દહાડો કામકાજમાં અબમ ત બધો રહેતો તોપણ બનતું એવું કે વચમાં એકાદ કામના કાગળોનો તપાસ ખપ પડે, ત્યારે સઘળા કાગળો ઉથામીને તપાસવા પડે આથી જેમ જેમ ઉતાવળ કરે, તેમ તેમ પાછા પગલા પડે! વખતે કામનો કાગળ હાથમાં પણ આવી જાય, તે પાછો ઉતાવળને લીધે ગભરાટમાં પડતો મુકી બીજો ઉપાડે! આ રીતે કામની બરોબર ગોઠવણ નહિ હોવાથી તેનો ગુંચવાડો વધતો! માટે એ તો નક્કી છે કે કામની બરોબર ગોઠવણ કરતાં આવડે અને ખરો ઉદ્યોગી બને તો તેને ઘણોજ અવકાશ મળશે જેમને ઘણું કામ હોય છે, અને કરવાની જે ઉમંગી હોય છે તેને પુષ્કળ વખત મળે છે

તમે કાંઈપણ નવું કરો એટલે તેના ઉપર બારીકીથી વિચાર કરી સુધારો વધારો કરનાર કોઈ જાગશે, મહેનત વડે હલકી સ્થિતિમાંથી માણસની જેમ જેમ ચડતી સ્થિતિ થતી જાય છે, તેમ તેમ ભાન થતો જાય છે સાધારણ સ્થિતિવાળા કરતાં સુખી અને હલકી સ્થિતિવાળા વધારે ચઢે છે અને જેમ ચઢતા જાય છે તેમ બીજાને દાખલો દેખાડતા જાય છે જેમ વહેલું દુઃખ અને વિપત્તિ વેઠવા પડે, તેમ તે સુખ સંપત્તિ ધને કિર્તિના ભોગ અને અવસ્થના મદદગાર સાધન થઇ પડે! હલકી સ્થિતિમાંથી ચડેલ હોય તેજ દુઃખના દિવસો જાણતો હોય બીજાને તેનો ગમ હોય નહિ એથી મનુષ્યની સઘળી સ્થિતિની માહિતી એ ગરીબ સ્થિતિવાળાને આવે છે હલકી સ્થિતિવાળો ચડેલો માણસ પોતાની હકીકતમાં ગરીબ સ્થિતિની વાત કરે, તથા ઉચ્ચ સ્થિતિવાળો ગરીબ સ્થિતિમાં આવ્યાની વાત કરે, એ બેમાં કોને માન મળશે? એ જાણવું મુશ્કેલ નથી

એક ચિત્તે અડગ ઉદ્યોગ નિરંતર કરવાથી અને સુલક્ષણથી કેવા મોટા કામ થાય છે? જન સમુહના નીચા સમુહમાંથી નીકળી ને પોતાની અંતર શક્તિના અને જાતેજ સેવા મળાવવાના સામર્થ્ય વડે મનુષ્ય તુલનાના સૌથી મોટા દરજ્જાઉપર ચઢી જાય, એવા પ દમ પુરૂષાર્થવાળા પુરૂષો વિરલા હોય છે જેમણે નામના મેળવવી હોય તેમણે તો સત્કાર્યે પછવાડે ખાઇપીને જ તથા મંડયાજ રહેવું દરેક બાબતમાં શ્રેષ્ઠાઇનો સૂર્ય આળસ અને સુસ્તીના અંધારાવાળા પ્રદેશની બહાર પ્રકાશે છે જે બાહુબળથી અને બુદ્ધિબળથી હમેશા મંડયા રહેશે, તે પોતાની જાત કેળવણીમાં, જાત સુધારામાં, કળાગુણમાં અને ધંધા રોજગારમાં ધનવાન થશે, અને મીઠા ફળ ચાખશે" ચિત્તા વિના ચિતવેલું કામ પાર પડતુ નથી. ચિંતાથી ઉલટો શબ્દો નિરાંત કે નિશ્ચિંતતા છે નિશ્ચિંતતા એ માણસને હૃસાવનારી નિદ્રાની સગી બ્હેન છે "

## દોહરો.

"ચાતક, ચકવા, ચતુર નર, પ્રતિ દિન કરે ઉદાસ,
ખર, ઘુવડ ને મૂર્ખ નર, સુખે સુવે નિજ વાસ."

જે માણસને ઘણી નિરાંત અને પૈસો હોય તેજ ગાળામાં નિરાંત અને પૈસા વડે ઉંચી કેળવણી મેળવે એવો કંઇ નેમ નથી જો એથી ઉમદા કેળવણીનો એ બે વસ્તુ ઉપરજ આધાર હોત, તો નિર્ધન અને નબળી હાલતમાંથી પેદા થઇને દરહમેશ જે નિરપુરૂષોએ મોટા કામ કરીને જગતને એહસાનમંદ કરી છે, તે કરી ન શકત! એશ આરામમાં ઉછરી બાળપણથી-સંકટ સામા કમર

કમતા અથવા પુરૂષાર્થ કરવાને માણસો સમર્થ થતા નથી એવા મોજીલા શોખીન માણસને એવી ખબર પડતી નથી કે કમ કઈને કામ કરવા ની અને લીધેલા કામને પાર મેલવાની મારામા અતરશક્તિ છે અને જ્યાં સુધી એ શુભ જ્ઞાન થયુ નથી, ત્યા સુધી એ શક્તિ તેનામા દબાઇ રહી છે અને શક્તિનો પ્રકાશ ન થવાથી તે જ શક્તિ ઘોર નિદ્રામા રહે છે અને તેમ થવાથી તેવા માણસ ની કોઈપણ મહત્વાકાંક્ષા નીપજતુ નથી ખરેખર હુ તો ધારૂ છુ કે દરિદ્રતા એ દુખજ નથી પણ છુટ્ટાગરના જાત શ્રમથી તે દુખ પણ સુખરૂપ થઇ પડે છે કારણકે એ કઠણ કહાડામાથી નીકળવાને માણસ દુનિયા સાથે બાથ બીડે છે તેમા જેઓના હાડિયામાં જોર નથી હોતુ, ને એ કામમાં હાર ખાઇ ઉભગ પાછા પડે છે અને પછી નિરાતે ઘેનમા ઘોરે છે પણ જે સચેત મનવાળા અને લોખડની છાતીવાળા હોય છે તેઓ તો એવુ યુદ્ધ મચાવી મૂકે છે કે દરિદ્રતાથી તેમનામા ઓર દૈવત આવતુ જાય છે તેમના મનમા દુખ દરિયો પાર કરવાની આશા વધુ વધુ બધાતી જાય છે, અને તેવાઓ છેવટે જય મેળવે છે આપબળમાં જેટલુ દૈવત છે, તે કરતા ઘણુજ થોડુ કેટલાક લોકો માને છે. અને દ્રવ્યમાં જે ઘણુજ થોડુ દૈવત છે, અથવા તો એમ કહીએ કે દ્રવ્ય એ એક સાધન છે તો પણ તેનુ દૈવત વધારે માને છે તે લોકે સમજવુ જોઇએ કે ઘણી વખત એકયોગનો મોટો શત્રુ થઇ પડે છે જે માણસ પૂર્વ ઉપરજ વિશ્વાસ રાખે છે તે પોતાનેજ તુબડે તરવાનો, તે પોતાનુ રળેલુ ખાવાનો, તે ખરી રીતે ચાકરી કરીને ભાખરી મેળવવાનો અને પરસેવો ઉતારીનેજ મહેનત કરવાનો, વળી તે પરસેવા ઉતારની કમાઈ

વિચારીનેજ વાપરશે. માણસને એશઆરામ ને મોજ તો મૂળથીજ ગમે છે. અને ધનવાન પોતાના ધનવડે તે સ્હેલથી મેળવી શકે છે તેમ છતાં ગર્ભશ્રીમંતને ઘેર જન્મીને પારણામાંથી જનતાના કલ્યાણનાં કામોમાં પડનાર ધનવાનોને ધન્ય છે, તન, મન અને ધનના સુખનો ત્યાગ કરીને કષ્ટ વહોરી કરવામાં વૈભવ માને છે, તેમને હજાર આફરીન છે. પરકમાઇનો પૈસો એ ગ્રીષ્મ ઋતુનાં ઝાંઝવા સમાન છે, અને જાત મહેનતથી મેળવેલ ફળ તે ઉત્તમ ગંગાજળ સમાન છે. મગજને જરા પણ વિસામો આપ્યા વગર અખંડ ઉદ્યોગમાં શરીરનો પણ દરકાર નહિ કરનારાજ મોટાં પરાક્રમ કરી શકે છે. "અમારો મગજ પાકી ગયો છે? અમે કોમળ છીએ તે અમારાથી તો એવી માથાફોડ મહેનત ન થાય, અમારી તબીયત ઠેકાણે નથી, એવું બોલનારાઓ ઉદ્યોગની રણભૂમિમાં શું ધાડ મારવાના હતા?" જો સઘળા માણસ એવાજ કોમળ હોત, અને કોઇ પ્રકાશિત તારો અદ્યાપિ પર્યંત દુનિયામાં પ્રગટ થયો ન હોત, તો હાલ આ પણ આ દુનિયા ઉપર જે સુખના સાધનોનો ઉપભોગ કરીએ છીએ, તેવો દિવસ આવ્યોજ ન હોત. અને મને તો એમ લાગે છે કે માથે લીધેલું કામ એકવચની થઇને રાક્ષસવત્ મહેનત કરનારને ઉદ્યોગ એજ ખોરાક છે કે શું? ધારેલું કામ ધાર્યા પ્રમાણેજ પૂર્ણ કરનાર થાઓ, એટલે કર્મ અને વાણીમાં એકવચની થાઓ, અને આરામનો અનાદર કરીને શ્રેષ્ઠ થવાની ઉમ ઉત્કંઠા તમારામાં દિવસે દિવસે વધારો, જે માણસ જાતે શ્રીમંત છે, અને મોજમઝાના શોખી છે, તેને તો શિકારમાં જવાનું, ગોઠીનો વ્હાર કરવાનું, અને અમનચેનમાં રહેવાનું, [બ]ગીચાઓમાં જવાનું અને ગા

નતાનમાં ગુનનાન થવાનું મોજ મઝા ની ભર મોસમમાં આવતી હોય તેવા વસંતના સુંદર દિવસોમાં તમાસા જોવા જવાનું અને મિત્ર મંડળમાં મળવાહળવા જવાનું, આસપાસના ગામોમાં પોતાના સુંદર બગલા હોય, ત્યાં ચાલ્યા જવાનું, અને ત્યાં સ્વાદિષ્ટ પકવાનોથી સૌને જમાડવાનું વળી નામાંકિત મોગ સીહેરોમાં પ્રવાસ કરવાનું સ્વાભાવિકજ હોય, પણ એ સઘળી મોજમઝા એ સઘળા રંગ તમાસ તજી દઈને કોઈ ગર્ભશ્રીમંત કોઈપણ પ્રકારની જાતુની મહેનત મનના ઉમળકાથી કરે? એ કેવું આશ્ચર્ય !!

મોજમજાથી વૈભવ ભોગવવાથી, બેમાલુમ કેવા મોટા નુકશાન થાય છે અથવા તો કેવી મોટી બાબતો જાણવી રહી જાય છે તે નહિ જાણતાં અને ખ્યાલમાં પણ નહિ આવતાં ટુંકી મુસાફરીનો ક્ષણિક વખત વહી જાય છે "આળસ અને ખરી આશા એ બે સાથે વસતાં નથી" જેને આળસ છે, તેને ખરી આશા નથી અને જેને ખરી આશા છે તેને આળસ નથી ખરી આશા એ ચિંતાને જન્મ આપે છે પછી ચિંતા એ નિદ્રા અને આળસને નસાડે છે "જાગતા ની પાડી ને ઉંઘતાનો પાડો" એ કહેવત યાદ રાખવી જોઈએ

આપણે ઉપર કહ્યું 'તેમ અમનચેન ની બાજી, વૈભવ અને"
" મોજમઝા ભોગવવા ખુશતર નામના એક હજારીનારી નરો"
" ઉમેદ થઈ હોત, તો ને ભોગવી શકત તેની બરોબરીના બી"
" જા જાગીરદારો અને અમીરો મોજ શોખમાં મગ્ન રહેતા પણ"
' આ નિરનર આ મોજ શોખનો ત્યાગ કરી સાક્ષર વર્ગમાં દા-"
ખલ થઈ ગ્રંથ કર્તાના ઉદ્યમ પછવાડે મચ્યો પ્રથમ તેણે કા "

 

" અકળામણ ગાળીને કરી, તેમાં હાર ખાધી તો પણ ફરી પ્રય "
" ત્ન કરી 'ફાકલાડ' નામની વાર્તા લખી તેમાં પણ થપ્પડ ખાધી"
" આ વખત જો કોઇ નબળા મનનો માણસ હોય, તો તે લખવા "
" નો ધંધો મૂકીને દૂર બેસે. પણ બુલ્વર નિર્માલ્ય નહોતો તેણે "
" ત્યાર પછી 'પેલ્હામ' નામની 'નવલ' વાર્તા પ્રગટ કરી હવે આ "
" પ્રયાસમાં તે ફતેહ પામ્યો અને છેવટે એ કામમાં પુરી નામના"
મેળવીને આજ પાત્રીશ વર્ષ થયા સ્મિતવદને પ્રકાશે છે" મી.
બુલ્વરની પેઠે એકવાર અમુક ધંધામાં હાર ખાધી હોય, બીજી વખત વ
ધારે હાર ખાવી પડી હોય, તો પણ ત્રીજી વખત મંડ્યા રહે, એવા પુરૂ
ષો વિરલા છે. દરેક પ્રતની લોક પ્રસિદ્ધિ પ્રાપ્ત કરવાને કેટલી મ
હેનત કરવી પડે છે, અને કેટલો આગ્રહ રાખવો પડે છે તે એવી
પ્રસિદ્ધિ મેળવેલ હોય તે અથવા મેળવવા પ્રયત્ન કરતા હોય તેજ
જાણે પ્રસુતાની વેદના વંધ્યા શું જાણે? પણ ઉલટું પ્રસુતા
સ્ત્રી પોતાની વેદનાની કહાણી વંધ્યા આગળ કહે, તે તો તેને એક
ઠઠ્ઠા મશ્કરીનોજ વિષય થઇ પડે! દરેક માણસ ઉત્સાહથી મહેનત
કરે તો તેનાથી ઘણું કામ બની શકે તો પણ તેની સાથે એટલું
કહેવું જોઇએ કે આ સંસારસાગરની ટુંકી મુસાફરીમાં બીજા મા
ણસો તરફથી તેને જે મદદ મળે છે, તે ખરેખરી કામની થઈ પ
ડે છે આ મોટો હુન્નર કોના પરાક્રમથી, અથવા તો આ મોટો
વૈભવ કોના થકી પ્રાપ્ત થયો છે એ દરેક માણસે વિચારવું
જોઇએ. અલબત જગતમાં સૌ માણસોને થોડી ઘણી પરાઇ મદદની
ગરજ રહેલી છે ટોકવીન ચુસ્ત વિચારનો હતો તો પણ તેણે પો
તાના મિત્રોની અને સ્ત્રીની મદદ લીધી હતી. તેના બે મિત્રો ડકર

ગારસે અને સ્ટોઈક્સે તેને સારી મદદ કરી હતી તેણે પોતાના મિ ત્રને એક પત્રમા લખ્યુ કે 'આજ તારુજ મન મારૂ વિશ્રામ ઠામ છે તુથીજ મારા મનપર અસર થાય છે અને તુજ જાણે મારામા પ્રવેશ કરતો હોય, તેમજ મનુષ્ય વર્તનના મૂળ સિધ્ધાંતો તુજ મારામા પ્રેરતો હોય, એમ ભાસે છે ' વગેરે તે પોતાની સ્ત્રીને માટે કહેતો કે "હુ આટલી ફ્નેહમદીથી અભ્યાસ કરવાને સમર્થ થયો, તે મારી સ્ત્રીને લીધેજ કેમકે તેણે મારી તમીયત અને મિજાજ એવા જાળવ્યા છે કે મને તેમ કરવા સુગમતા પડી " વગેરે આટલુ છતા ખરી મહેનત તો પોતાના પંડનીજ જોઇએ

જે દિવસ ફોકટ જાય, અથવા જે દિવસે કઇ કામ ન થાય, તે દિવસ હરામનો સમજવો ઉત્તમ મનુષ્ય પ્રાણી, નિત કરતા વખતને વધારે ઉપયોગી ગણીને સત્કાર્યમા વાપરજે અને આયુષ્યની દરેક ક્ષણ સફળ કરજે હે! માનવ! આપણી જીદગીમા એવી એક પણ ક્ષણ નથી, કે તેમા આપણે કેવળ કર્મ રહિત થઇએ!

'હવેથી જગતનુ ઘણીખરુ ઉદ્યોગ અને વિદ્યા શાસ્ત્રના હાથમા રહેનાર છે વિદ્યા જ્ઞાનના પંડિતો અને ઉદ્યોગી નરો પોતાની સત્તા વડે દુનિયાને વશ કરશે ઉદ્યોગમાં પ્રથમ પેસનાર માણસે આગળના નરોએ જે કરેલુ હોય, તે તપાસીને પછી તેથી આગળ વધવુ અને એમજ થતુ આવ્યુ છે સંકટ અને શ્રમ કર્યા વગર ઇંદ્રના અશોક વનમા જવાતુ નથી પૃથ્વી ધાન્ય આપે છે, તે પણ મહેનતથી, આ દુનિયા પૂર્વેની જંગલી હાલતમાથી સુધારા ઉપર આવી છે, તે પણ મહેનતથી, તેમજ સુધારો દરરોજ ભરતો આગળ ચાલ્યો જાય છે, તે પણ માણસની મહેનતનુ ફળ છે. મહે-

નત કરવી તે માણસને ખરેખરી જરૂરની અને ધર્મની વાત છે, હોત આપણા સુખને વાસ્તે છે, આળસુને એ દુ ખ છે, આપણ શરીરની રચનાજ જુઓ ! પ્રભુવરે એ થાક મહેનત કરવાને માટેજ કરેલ હોય એમ ભાસે છે આપણા હાથનો થાક મહેનત અને બ નાવટ કરવા માટે લાયક કરેલો છે શરીરનો દરેક અવયવ મહેનત થી સુધરે છે, પાકો થાય છે કસાય છે આગ્રહ છતા યા૦ રાખ કે અંગ મહેનતથી બુદ્ધિ ની કેળવણીને ધોકો લાગતો નથી મજુર કરનાર પેટ ભરનારને લાભકારક છે સુખકારક છે, એમ તેઓ અનુભવથી કહે છે મજુરી એ જાત સુધારાનુ સાધન છે ખરા ! લની મહેનત માણસનો મારો ગુરૂ છે જાતઉપર ભરોસો રાખવાથે સ્વતત્રતા ની શકિત મળે છે આ ! આગ્રહથી મડયા રહેવા ની આદ પડે છે આપણે જે સુખના સાધનો ભોગવીએ છીએ, તેના શોધ વિશેષે કરીને દરિદ્રાવસ્થામાજ પેદા થનારાઓ કર્યા છે, એ સઘ ગાન વિશેષત. એ થોડાનેજ ધરે છે ઉચ્ચ પ્રતિભા લોકો એમ થોડાજ છે

જન્મનીજ મનશકિત અને ઘણો જુસ્સો હોય તેજ મોટા કા કરી શકે, એમ કઇ મેળ નથી પણ જે માણસ પોતાની મ શકિત ખતથી વાપરીને મહેનતે સતત્ આગ્રહથી અને આક વાળા અનુભવથી જે ચતુરાઇ પોતાના કામમાં ખર્ચે છે, તેજ મહ કાર્યનો કર્તા થાય છે કોઇ પણ કામમાં મુદ્દા અને મુસીબતો શોધ કહાડનાર વહેલો ચડે છે માણસ જન્મે છે ત્યારથી તેઓની મ શકિતમા મોટો તફાવત હોતો નથી, પણ એ શકિત વધારવી હો તો મનની સ્થિરતા અને એકાગ્ર ચિત્તની ટેવ પાડવી જોઇએ

જ્યારે ઉદ્યોગ અને વેપાર ધમધોકાર ચાલતા હોય છે, તે વખતે અમુક જણસનો ખપ લાગવા લાગે છે, તે ખપ પ્રમાણે કારીગરોથી માલ પૂરો પડી શકતો નથી, તેથી અછતને લીધે લોકોમાં પોકાર ઉઠે છે. આ વખતે શોધક બુદ્ધિના પુરુષોના મન એ વિચારથી ચોગરદમ સ્ફુરી રહે છે. વખતે તેઓ કંઇ દુનિયાને નવો ચમત્કાર પણ બતાવી આપે છે.

“ઘણા ચતુર શોધકોએ વખતો વખત વરાળયંત્રને નવી ગતિ અને શક્તિ આપી છે, અને ઘણા ઘણા ફેરફાર કરીને એ યંત્રને ઘણાં કારખાનામાં દાખલ કર્યું છે. વહાણ ચલાવવામાં, અનાજ દળવામાં, છાપવામાં, સિક્કા પાડવામાં, લોઢું ટીપવામાં, સજ કરવામાં, તથા ફેરવવામાં, અને એ સિવાય ઘણા કામમાં એ યંત્ર ચાલે છે. એ યંત્રમાં ટ્રેવિથિકે જે સુધારો કર્યો તે બહુ કામનો છે. છેવટ સ્ટીવન્સને અને તેના છોકરાએ લોઢાની સડક ઉપર વાહન અગ્નિરથ બનાવ્યો. અને તે ઉપર સુધારો કરી વૉટે વરાળયંત્ર બનાવ્યું. તેના શોધથી કારખાનાં ચલાવનાર મોટા વેપારીઓને મોટો ફાયદો થયો. સ્ટીવન્સન અને વૉટને માથે વાદળ ધસી આવ્યું હતું. તેવીજ રીતે સર રિચર્ડ આર્કરાઇટને માથે પણ થયું હતું. વરાળયંત્ર, નિર્ભય દીવો, વિજળીનો દીવો અને એવા બીજા જે જે શોધ થયા છે, તેમાં શોધકનાર અતિ કષ્ટાયા છે. વૉટ સ્ટિવન્સન, અને આર્કરાઇટ જેવા ઉપયોગી અને નિજથી શોધકનરોની સામા જબરદસ્ત શત્રુઓ ઉભા થયા છે અને પોતાની પ્રતિષ્ઠા અને હક જાળવવા તેમને કમર કસવી પડી છે. આર્કરાઇટ મૂળ હજામત કરવાનો ધંધો કરતો હતો, તોપણ યંત્ર કામમાં પોતાનું મન દોડાવીને શોધ કરવા

પ્રયત્ન કર્યો અને ફુરસદનો તમામ વખત તેમા ગાળવા લાગ્યો તેણે એ ઉપરથી રૂ કાંતવાનો સંચો બનાવવા ધાર્યું હતું પોતાના પ્રયોગ કરવામા રોજગાર રઝળવા લાગ્યો, પૈસા બારેવાટ થઇ ગયા, અન્નને ને દાંતને વેર થયું તેની સ્ત્રીથી આ ખમાયું નહીં તેથી તેણીએ બાપડા આર્કરાઇટના મંત્રના તમામ નમુનાના ચૂરેચૂરા કરી નાખ્યા પણ આર્કરાઇટ મહા મગની હતો તેથી તે તેની સ્ત્રીથી છૂટા છેડા કરી નોખો થયો, અને અંતે મહા મુશ્કેલીએ વેઠી આડ માડ તે પોતાની ધારણામા પાર પડ્યો ”

આપણે એમ વિચારીએ કે હલાણું કામ કરવાથી કેટલો નફો મળશે, અને આ કામ કરવાથી શો લાભ થશે, તો તેવા વિચારોથી મોટા કામ થઇ શકેજ નહીં એમ નિશ્ચય સમજવુ

ઉદ્યોગમા ધૈર્ય એ મજબુત સાધન છે, હથિયાર છે ધૈર્ય એ મનની દૃઢતાનો અંશ છે ને અતિ સુંદર અને મૂલ્યવાન છે તેમજ દુર્લભ છે સઘળા આનંદનુ મૂળ—સઘળી શક્તિઓનુ બીજ છે સુખનુ જીવન આશા છે આશા રાખ્યા વિના સુખ કેમ પ્રાપ્ત થાય? પણ આશા સાથે અધિરાઈ હોય, તો તેમાથી સુખના અંકુર ફુટતા નથી

જે માણસ એમ ધારે છે કે સુખચેન ભોગવતા છતા અને દુનિયાનો બધો લ્હાવો લેવા છતા આપણે માન ભરેલી પદવીઓ મેળવીશુ, તે મોટી ભૂલ કરે છે તેઓ પોતે પોતાનેજ ખોટી કલ્પના અને આશાથી છેતરે છે કેમકે કાબેલીયતની ખુશમોહાર કલગી અને આબરૂ ઇજ્જતના ઝળકાટ હુલવાથી કદી મળતા નથી પણ આખડ ઉજાગરાથી, નિરંતર ચોકસીથી અને સતત્ ઉદ્યોગથીજ પ્રાપ્ત થાય

છે સુખચેન એ ઉદ્યોગમા વિઘ્ન કરનાર છે, અને તેથીજ ઉદ્યોગમા ખામી આવે છે અને આપણે ન જાણીએ તેમ આગળ વધવામા અટકાવ કરે છે યાદ રાખવુ કે અઘરાં કામો ની આફતોમાંથીજ પસાર થતાં ઘણુ જ્ઞાન—ઘણો અનુભવ મળે છે જે માણસ ખરા ખંતથી મહેનતમા મચ્યો રહે, તેને કોણ સહાય ન કરે? એવા નરને એના જેવા બીજા પુરૂષો આગળ ધસીને આશ્રય અને ઉત્તેજન આપેજ

ખરા ધનવાન તેજ કે જે ઉદ્યોગી હોય છે એવા પુરૂષો વખતની દરેક પળ પોતાની ગણે છે, વખત એ કુદરતનો ખજાનો છે એમ માને છે એ ખજાનો એવા નર પોતાનાજ તાબામા રાખે છે કાગ અથવા વખતના હાથમા રેતીની શીશી છે તેમા એક એક દાણો જાણે ગગનનો ચળકતો તારો હોય, અથવા તો અમૂલ્ય હીરા હોય, એમ ગણી સતત્ ઉદ્યોગથી નિરંતર તેને વીણી લેઠે મતલબ કે વખતનો દરેક ક્ષણ દરેક અંશ સત્કાર્યમાજ વાપરે છે માટે રે ! ભાઇઓ ! વખતની દરેક પળ સત્કાર્યમા વાપરો અને આગળ તો ધાઓ ! એટલે સૌ સારૂજ થશે અને તમને વિશ્વાસ પણ બેસસે સાદા સાધન અને સાધારણ ગુણોનો ઉપયોગ કરવાથી બહુજનાર મોટાં મોટાં કામ બને છે સાધારણ માણસની રોજરોજની જીંદગી જોશો, તો તે ફિકર ચિન્તાથી ભરેલ હશે રોટલા જેવી રોજની જરૂર જોગી ચીજો હાસલ કરવામા તેને ગમાગુમ રહેવુ પડે છે અને તેને દુનિયાની બીજી હજાર ફરજો બજાવવાની હોય છે એવી હાલતમા ઉત્તમ પ્રકારનો અનુભવ મેળવવાને તેને બહુ તક મળે છે ભલે તે માણસ એક જીંદગીના ખંડા

ક ગયેલા માર્ગમા ચાલ્યા કરશે, તો પણ તે જો બરાબર કામ કરના વાળો હશે, તો તેને પોતાની જાત સુધારવાને પુષ્કળ અવકાશ અને પ્રયત્ન કરવાને પુષ્કળ વખત મળશે જે માણસ પોતાનુ રૂડુ ઇચ્છ તો હોય તેણે તો દઢ મનથી સારી રીતે કામ કરવાનો જુનો રસ્તો પકડવો જોઇએ તેમાં જેઓ અત્યત આગ્રહી હોય છે અને ખરા દિલથી દમબેર મહેનત કરે છે, તેઓજ પાર પડે છે વિધાના આ બળી છે, એમ કહીને લોકો તેનો વાક કહાડે છે, પણ ખરી વાત તો એજ છે કે માણસ જેવા આંધળા છે, તેવી વિધાતા આધળી નથી જેઓ જન સમુહના વ્યવહારાદીનુ વર્ત્તન જોશે તેમને તો જણાશે કે નસીબ હમેશા ઉદ્યોગીના પક્ષમા ઉભુ રહે છે સઘળુ મહેનતને વશ છે પવન અને પાણી પણ ખગ ખલાસીઓની ખિદમતમા ખડા રહે છે મનુષ્ય વર્ગમા જે અતિ ઉચ્ચ વિષયો મનાય છે, તેની શોધ પછવાડે મડવુ હોય તો તેમા કઈ અસાધારણ ગુણોની જરૂર પડતી નથી પણ વિષયની ખોળમા પાકી સમજ વાપરવી જોઇએ, એકાગ્ર ચિત્ત રાખવુ જોઇએ અને નિરતર આગ્રહ પૂર્ક ઉદ્યોગ મચાવવો જોઇએ એવા સાધારણ પ્રતિના ગુણો જેનામા હશે તેને તે તેના કામમા ઘણાજ ઉપયોગી થઇ પડશે કામ કરવામા કુદરતી અક્કલની જરૂર પડે છે, એમ નથી ગમે તેવી બુલદ કુદરતી અક્કલ, એક આદમીમા હશે તો પણ ચાલશે ઉપર ગણાવેલા સાધારણ ગુણોનો એવા આદમીને પણ ખપ પડે છે આગળ જે મહાત્મા થઇ ગયા છે, તેઓ તો કુદરતી અક્કલ, ઇશ્વરદત્ત બુદ્ધિ કે સ્વાભાવિક મનશક્તિને માનતાજ નહિ કેવળ ઉદ્યોગ અને આગ્રહ મચાવી મૂકવાથી એવા એાા તો અપૂર્વ ફળ પ્રાપ્ત થયા છે કે

ઇશ્વરદત્ત બુદ્ધિ હશે કે નહિ। તે બાબત ઘણા નામાંકિત પુરૂષોને સંદેહ ઉત્પન્ન થયો છે જે માણસને કવિ કે વક્તા જે થવું હોય તે તેના હાથમાં છે જે માણસને શિલ્પી કે ચિત્રકાર થવું હોય તો તે તેવો થઇ શકે; સબળા માણસો પોતે ચાહે તેવા થઈ શકે

નસીબ નસીબ ઉપર કોઈ માણસની એટલે સુધી આસ્તા હોય કે સઘળું નસીબનેજ માને છે, એમ તેનું માનવું હોય તો તકરારની ખાતર તે અમારે કબૂલ છે પણ તેણે ખાસ યાદ રાખવું જોઇએ કે એકવાર બરોબર વિચાર કરી ઉદ્યોગપર મંડે પછી ગમે તે આફતો આવે પણ પાછી પાની ન ભરે આરંભથી પણ ફળ ન મળે તો ફરી તેમ કરે પણ 'હવે મારાથી નહિ થાય' એમ માનીને ધંધો કરનાર સ્નેહ મેળવતો નથી, એમ તેણે યાદ રાખવું અને ફરી ફરી કરતા જવું આથી પર્વતે ફળ મળવાનુંજ હારીને હેઠો બેસનાર ફળ આપનાર નથી, પણ ફરી ફરી ઉદ્યોગ કરનાર પોતાનું નસીબ પોતેજ સુધારે છે

મહાન પુરૂષોના ચરિત્રો ઉપરથી જણાશે કે ઉજ્વળ કિર્તિથી ચળકી રહેલા શોધકો, હુન્નરીઓ તાર્કિકો અને અનેક પ્રકારનો શ્રમ ઉઠાવનારાઓ કેવળ ગરીબ હતા અને પોતાના અપૂર્વ બળ વડેજ બહુધા જયશ્રી રમને જોઇ શક્યા છે તેઓ એવા જબરા હુન્નરી હતા કે જેમે તે વસ્તુ જોવામાં આવે તે સુવર્ણમય થતી હતી એટલે કે તે વસ્તુને પોતાના હુન્નર વડે એવી કીમતી બનાવતા કાળજેના પદાર્થનું પણ તેઓ કંચન કરતા

"જે ધીમે ધીમે નિરંતર ચાલ ચાલ કરે, તે ઘણે દૂર જઇ શકે" આ વાક્ય ઘણુંજ સાદું છે તો પણ કેવું બોધક અને

ઈ છે ? માત્ર આ એકજ વાક્ય નિરંતર અંતઃકરણમાં સ્થાપી રહે વાને જો અવકાશ આપીએ, તો ઘણોજ ગુણ થાય. પછી કામ કરવાની શક્તિ ખુબ કેળવવી જોઇએ જો એ ગુણ પ્રાપ્ત થયો, તો પછી જીંદગીની શરતમાં સપાટાથી આગળ જવું સ્હેલ પડશે 'યત્નપર યત્ન, અને તે પર પ્રયત્ન' એમ હમેશ કરવું જોઇએ મહેનતથી સઘળાં કામ સ્હેલાં થઇ જશે. સ્હેલામાં સ્હેલો હુનર અને સાદામાં સાદી કારીગરી મહેનત વિના બનશે નહિ અને જેને હાથ ઉદ્યોગ છે, જેણે મહેનતને વશ કરી છે, તે કેવાં મોટાં કામો કરી શકે છે ! તે જોવાનું છે

વળી છેક સાધારણ બાબતમાં પણ હમેશાં આગ્રહ અને ઉદ્યોગ રાખવાથી અણધાર્યાં અજબ જેવાં ફળ નીપજે છે, ઉન્નતિ મેળવવી હોય તો મણું ધીરજ રાખવી જોઇએ મોટાં કામ આદર્યાં કે તરત પુરાં થતાં નથી સ્હેજ ઉઘાડીએ કે તરત ભોજન તૈયાર થતું નથી જેને ધીરજ રાખતાં આવડી તેને કામ પાર પાડતાં આવડયું એમ સમજવું ધૈર્યથી વર્તશો, તો જયથી ઝળકશો વાવણી કરીએ તો કાપણી થાય વાવણી વિના કાપણી હોય નહિ ગામ બહાર નીકળીને ઉભા એટલે ચાલ્યા વિના સામે ગામ પહોંચાય નહિ વાવેતર કરીને લાબા દહાડા વાટ જોવી પડે છે ધીરજ રાખીને આશા વડે સંતોષ રાખવો પડે છે વળી એમ પણ સમજવું જોઈએ કે જે બીજને ઉગીને પાકતાં વાર લાગે, જેને માટે સબુરી રાખવી પડે, તેનાંજ ફળ મીઠાં મૂલ્યવાન ઉતરે'

“જેણે પોતાના મનને પ્રફુલ્લિત રાખીને કામ પાછળ લાગ્યા રહેવાની ટેવ પાડી તેણે દુનિયાદારીના ડહાપણના દશ ભાગમાંથી નવ ભાગ સારી પેઠે મેળવ્યા એમ સમજવું ”

ચિત્ત ચ્હોટાડીને જે માણસ ચપળતાથી ચોખ્ખું કામ કરે છે, તેને ઉત્કૃષ્ટ આનંદ થાય છે તેથી જુસ્સો અને તાકાત આવે છે, અને આપણી જાત ઉપર ભરોસા બેસે છે

જે સાર્વજનીક સુખો માટે મંડયા રહે છે, તેમને સબુરીથી લાંબી મુદત વાટ જોવી પડે છે તેમના શ્રમનું તેમને તરત ફળ જણાતું નથી અને કદાચ જણાય તો પણ તરત તેમને બદલો મળતો નથી કેટલાક તેઓ જે ઉદ્યોગના બીજ રોપે છે, તે શિયાળાના હિમમાં જાણે દટાઈ ગયા હોય તેમ અણુઉગ્યા પડી રહે છે કદાપિ દૈવયોગે ઉગી નીકળે છે, અને યોગ્ય સમયની વસંત ઋતુ આવે છે। તે વખતે વાવણી કરનાર બાપડો ખેડુત તેની મહેનતનો અનંત વિસામો લેવાને સ્વધામ પહોંચી ગયો હોય છે! અફસોસ! પણ સબુર! દુનિયામાં હમેશાં એવું નથી હોતું કે લોક કલ્યાણના કામ કરનાર પોતાના જીવતાજ પોતે વાવેલા ઝાડના ફળ ચાખે! વાવનારજ એમ જાણે કે મારે આ ઝાડનાં ફળ ખવારો કે નહિ ખવાય! એમ છે તો મારે શા માટે મહેનત કરવી જોઈએ! બધા માણસો એમ ધારે તો મે આગળ કહ્યું તેમ દુનિયામાંથી ઉદ્યોગ નાશ પામે આ ઠેકાણે એક શ્લોક ટાકી લેવો યોગ્ય ધારૂં છું

"अजरामर वत् प्राज्ञो, विद्या मर्थम् च चिन्तयेत्
गृहीत इव केशेषु, मृत्यु नाधर्म मो चरेत्"

'અજર અને અમર છીએ, એમ માની ડાહ્યા પુરૂષોએ વિદ્યા, અને અર્થનું ચિંતન કરવું, અને મૃત્યુએ ચોટલી પકડી છે, એમ માનીને ધર્મ કરવું"

નાનાએ કે મોટાએ જાણતાં કે કંઇ કામનો આરંભ કરતા આપણે ચિર જીવી રહેવાના છીએ એમ માનવું અને ઇશ્વરભજન કરતી વેળા મરણ મુઠીમાં છે એમ સમજવું. એમ ન માની નસીબ ઉપર આધાર રાખી બેસી રહીએ તો કાંઇ પણ કામ કે ઇશ્વરભજન એ બેમાંનુ એકે થવું અસંભવિત છે

માણસમાંથી આશાનો નાશ થયો, એટલે તો બધુએ થઇ રહ્યું. આશાની ખોટ કશાથી પૂરી પડે તેમ નથી આશા રહિત થયેલા પુરૂષની બધી આલમ બદલાઇ જાય છે આશા હોય તોજ ઝનુન ઉદય પામે, ને જેનામાં ઝનુન હોય, તે શું ન કરે અર્થાત ઝનુની માણસ ધારે તે કરી શકે નાઉમેદ કરી નાખનાર મુસિબતોને, મને મન ભન કરે, એવી મુશ્કેલીને ઝુનીનર મૂળમાંથી મચરડીને ઉશેટી નાખે છે

જે માણસ ઉપરચોટીયા જ્ઞાનવાળો હોય છે, તે ઘણી બાબતોને અધકચરી જોઇ વળે છે, અને ખરેખર કંઇજ જાણતો નથી તેવો માણસ પોતાના વિવિધ જ્ઞાનથી છકી જાય છે. પણ જેને જ્ઞાનના ઊંડા સંસ્કાર થયા છે, જે મહા જ્ઞાની છે, તે આગળ વધ-વા પ્રયત્ન કરશે, અને કહેશે કે હુ તો કંઇજ જાણતો નથી. નિ-રાધાર ઉદ્યોગથી કે એકલા બુદ્ધિબળથી કાર્ય સિદ્ધિ થતી નથી. અ-નેક સાધનો, અનેક તરેહની બીજી મદદો તેમજ તન અને મનની મહેનતના સાધનો પણ એક સરખી રીતે જરૂરના છે.

"प्रारभ्यते न खलु विघ्न भये न नीचै
प्रारभ्य विघ्न विहता विर मन्ति मध्या:

विघ्नैः पुन पुनरपि प्रति हन्य मानाः
प्रारभ्य चोत्तम जना न परित्य जन्ति"

"નીચ મનુષ્યો વિઘ્નના ભયને લીધે કંઈ ક્રિયા-કર્મ આરંભતાજ નથી. મધ્યમ મનુષ્યો પ્રારંભે છે, પણ પછી વિઘ્ન આવતાં વિરામી જાય છે. (આરંભેલું કામ છોડી દે છે.) પરંતુ ઉત્તમ મનુષ્યો સત્ક્રિયા-કર્મને આરંભી વારંવાર વિઘ્નોથી હણાયા જાય છે, તો પણ તેને તજતા નથી."

વખતે કોઈ કામમાં 'યાહોમ' કરીને પડવાથી ફતેહના ડંકા ગડગડે! એવા દાખલા બને છે ખરા, તોપણ દૃઢ ચિત્તે ઉદ્યોગ અને આગ્રહના શાહ માર્ગે ધીરજથી ચાલવું, એજ સૌથી સલામતી ભરેલું છે.

આગ્રહપૂર્વક એકાગ્ર ચિત્ત અને ચીવટવાળી મહેનત એ બે એક ખરા કારીગરનાં લક્ષણ છે. "નાના નાનાં જુજ કામ કરીને દહાડો ગાળવો, એને અમે પસંદ કરતા નથી" એવું કહેનારને મહાન પુરુષ ન સમજવા પણ જેઓ એવા કામ અસલ કાળજીથી કરીને દિવસનો સારો ઉપયોગ કરે છે, તેને ખરા વિર-ખરા મર્દ જાણવા. નજીવા કામોનું એકંદર સ્વરૂપ એજ સંપૂર્ણતા છે અને કળાની સંપૂર્ણતા શું જેની તેની વાત છે કે?!

બેકાળજી કે ગફલત રાખીને કોઈ પણ કામ કરવું નહીં. એ કર્યું તે ન કર્યા બરોબર છે. કામ કરવાને ધારણા ધારી, કામ કરવાને યોગ્ય લાગ્યું, કામ કરવાને શરૂઆત કીધી અને પછી ગફલત કે બેકાળજી રાખવી, અને ઢંગધડા વગરનું કરવું, અથવા

કામને રઝળાવવુ એને તે મરે 'કામ કર્યું એમ કહેવું કે વિઘ્ન ગાળવાનો ઉપાય'! એમ કહેવુ ? કે "નવરા રે તું ઉદ્યમ કર, ખાટલો ઉકેલીને વહાણુ ભર," તેના જેવુ કહેવુ? ખરે એ તો થયું જ એવુ

કામ કરવામા જે માણસ છતી આખે આંધળાની પેઠે વર્તે તે મૂર્ખ અધારામાંજ અથડાય છે કેટલાક તો એવા નિદ્રામુગ્ધ અવલોકન શક્તિવાળા, અથવા મદ હોય છે કે તેઓએ જે કામ લાગી મહેનતે કર્યાં હોય, તે ચપળ અવલોકન શક્તિવાળા માણસ સહજમા કરી શકે સૂક્ષ્મ મનવાળી આખ શું થાય? જે ઠેકાણે વિચાર શૂન્ય માણસને કઇ જણાતુ નથી, તે ઠેકાણે ચપળ દ્રષ્ટિના માણસો તેમાથી અગણિત ખુબી સદા ખોળી કહાડે છે અને તેની દ્રષ્ટિથીજ તે કામ કે બનાવ બેહુદા થઈ પડે છે

દુનિયામાં એવી એક પણ ચીજ—એવુ એક પણ કામ નહીં હશે કે તેને નિમાલ્ય કે નજીવુ ગણીએ અને તેનુ હલકુ પણ કાળજીથી તપાસવામા આવે, તો કોઈપણ પ્રકારે ઉપયોગી થઈ પડે ઝીણી ચીજોને ધ્યાન દઈને જોવાથીજ કામમા, કળા કૌશલ્યના, વિદ્યા વિષયમા અને સસારના દરેક ધધામા પાર પડાય છે આ મુખ્ય વિદ્વાન છે, મહા શક્તિ છે, એટલે શું? એ જ્ઞાન કયાંથી આવ્યું? એક જમાનાના માણસોએ નાની નાની બાબતોનો સગ્રહ કર્યો તેમા બીજા જમાનાના માણસોએ વધારો કર્યો એ પ્રમાણે ઉત્તરોત્તર ઉમેરો થતોજ ગયો છેવટ જતા એ નજીવી વાતોના જ્ઞાન અને અનુભવનો સમુદાય એક શકવાકૃતિનો મિનારો ઓપવાયે શરૂઆતમાં તો નીચા ઉઠેલા થયા તદ્દ વિકો વ્યવહારથી વિપરીત

લાગે, તો પણ પરિણામે વ્યવહારોપયોગી ફળના બીજ રૂપ થઈ પડે

હાથમાં આવેલી તકને—(યોગ્ય અવસરને) છટકવા ન દેવી
" વિશાળ શક્તિ વાળું મન આકસ્મિક બનાવથી કોઈ મુકરર વિષય તરફ ભડી પડે એ કુદરતી અકલ સમજવી '

સ્વતંત્રપણે ચાલવાને જે માણસ મનથી તત્પર છે, તેને જો પૂછો તેટલી તકો મળી આવે છે કદાપિ તેવી તકો—તેવી સંધીઓ તેના આગળ ખડી ન થાય, તો તે ન હોય ત્યાંથી ઉત્પન્ન પણ કરી શકવાનો કંઈ એવો મેળ નથી કે જેણે પાઠશાળાની ઉચ્ચ કેળવણી લીધી સંગ્રહસ્થાનો જોયા, ચિત્રકળાની અને પાષાણ પ્રતિમાની જાહેર જગાઓ પણ જોઈ વળ્યા, તેઓએ વિદ્યા અને હુનરમાં જોર મારેલું હોય! એવા દાખલા કોઈકજ મળી આવશે તેમજ જેઓ મહાન યાત્રિકો અને શોધકો થઈ ગયા છે, તેમણે કંઈ યંત્રશાળામાં કેળવણી લીધી હોય, એમ પણ બન્યું નથી જેનો ખપ તેનો શોધ માણસને જેના વિના ન ચાલ્યું, તેનો શોધ કરતો ગયો એટલે શોધની માતા તંગી છે તંગી વિના સુખ ચેન ભોગવીને મહાન શોધ થતા નથી વિપત્તિની શાળામાંથીજ શોધના ફળદ્રુપ અંકુર ફુટે છે સારા ઓજારથી કારીગર થવાતું નથી ઉત્તમ કારીગરોને કુહાડા અને પાવડાથી કામ લેવું પડ્યું છે માણસમાંજ કસાયલી ચતુરાઈ અને કામ પાછળ ખંત જોઈએ. પછી 'નહી નાચનારીને આંગણું વાંકું ' નઠારા કારીગરને કોઈ ઓજાર ફાવતું જ નથી નહીં લખનાર આળસુનેજ કલમ ખરાબ છે કાગળ બગડે છે, ને શાહી પાતળી કે કુચાવાળી છે એમ કહેવાનો વખત આવે. માણસ ધારે તો કેવળ સાધારણ બાબતો ઉપરથી પોતાને સુધારી

શકે તેને પોતાના મનથીજ હજારો સૂચનાઓ ખડી થશે.

હા, મારે ઉંચે દરજ્જે ચઢવું છે, પણ " ઉંચે ચઢવાને મારી કને દોલત નથી, તેમ મારે કોઇ જાતની વગ કે સત્તા નથી અથવા તો હું ઉચ્ચ કુળમાં અવતર્યો નથી, અને મને કોઇ જાતના સહાયો અને પ્રસંગ નથી તો પણ જો હું જીવતો રહ્યો, તો મારા મનને વિશ્વાસ છે કે ઉપર જણાવેલ બધા ફાયદા સહિત હું જન્મ્યો હોત, અને તેથી હું જેટલું કરી શકત, તેના કરતાં મનુષ્ય જાતી અને મારા મિત્રોની સેવા બજાવવા પછાત પડીશ નહીં ' એ વાક્યો હૃદયમાં અંકિત કરવા જોઇએ. કોઇ પણ વિષય હાથમાં લીધા પછી તેનો સર્વે પ્રકારે શોધ કરવાને, પ્રયોગ કરવાને, અને કસોટી ઉપર લેવાને સંપૂર્ણ ચિન્ત ચોંટાડવાને પોતાની બધી મન શક્તિઓ તેજ વિષયમાં પરોવી દેવાની સમર્થ ગતિ જેનામાં હોય, તેજ ફતેહ પામે એવા એકાગ્રધ્યાની પુરૂષો કેવળ ઉદ્યોગ અને ધિરજ રાખી વિચાર કરવાના આગ્રહથી અપ્રતિમ કામો કરે એમાં તાજુબી નથી. સઘળા વિષયોનું અવલંબન પ્રમાકરણ અને સઘળા વિષયોને તેના અંત સુધી લેઇ જઇને પાર મુકવામાં જેટલો જોઇએ તેટલો જુસ્સો, આ [illegible] અને જે જોઇએ તે મેળવવાની શક્તિવાળો માણસ "સઘળા કામ પુરાંઓ કરશે જેનું મન વિશાળ વિચારથી, ભરપૂર છે, રસમય છે, હૃદય તિવ્ર લાગણીવાળું છે તે સર્વ વાતે ઉજ્જવળ પ્રકાશથી પ્રકાશે છે પણ નિયમની ન્યુનતા બાગીકીની ખામી, અને વ્યવસ્થાની વિસ્મૃતી તેને ભારે નડશે અને પીડશે

કુદરતી કિતાબ સૌના મ્હો આગળ ખુલ્લીજ છે તેના જોવાનું, તપાસવાનું અને ઉંડા ઉતરવાનું ઘણું છે જો અખંડ ઉદ્યો

મ, ઉમંગ હિંમત અને સ્થાયી મનશક્તિ તે તે વાંચીને ઉચ્ચ સ્થળે બિરાજશે બાકી ઉપલા ગુણ સિવાયના ભલે આખી કિતાબના પાના ફેરવી જશો, પણ તેના દરેક પાનામાં સોનાની ઝીણી જે રજ વેરાયલી છે તે તેની નજરે નહિ ચડે તે ઉંડા ઉતરી નહિ શકે અને વખતે તે એવે અવળે રસ્તે ચડી જશે કે તેજ તેનો ભોગ થઇ પડે અથવા તો પાનાં ફેરવતો જતો ઘોર નિદ્રામાં હશે.

દુનિયામાં માણસ જે આગળ વધે છે, તે દૈવી બનાવથી નહિ, પણ દૃઢ ઉદ્યોગ બળથીજ ગમે તેવી અનુકૂળ અને સરસ સખીઓ અને સહાયો મળે, પણ તે માણસજ નમાલો ટાઢો ગાર જેવો હશે, અને નિયમ વિના ગમે તેમ આથડશે, તો તેનાથી શું નિપજવાનું છે? એવા સુંદર વખતનો લાગ લેઇ—જે તક મળી આવે તેનો લાભ લેઇ પુરૂષ પ્રયત્ન કરી કામમાં લાવીએ તો કેવા મોટાં પરાક્રમ બને, તે કહીએ તો નવાઇ જેવું લાગે જો દરરોજ માત્ર એક એક કલાક એવા કામમાં વાપરે તો સાધારણ બુદ્ધિનો માણસ પણ એક શાસ્ત્રનો પંડિત થઇ પડે અને એવો એક એક કલાક સામાન્ય જ્ઞાન મેળવવા પાછળ ગાળવામાં આવે તો સઘળી બાબતોનું પરચુરણ જ્ઞાન ધરાવનારો થાય માટે કોઇ પણ જાણવા લાયક વિષય જાણ્યા વિના, કોઇ નીતિના નિયમથી મનને કેળવ્યા વિના અથવા સુલક્ષણો આપણા હૃદયમાં દૃઢ કર્યા વિના મતલબ કે કોઇ પણ સારૂં ફળ મેળવ્યા વિના વખતને કદિ પણ જવા દેવો નહિ વખતની અમુલ્ય પળો જ્યારે હાથ આવે ત્યારે જ્યાંથી મળે ત્યાંથી, જેટલી મળે તેટલી ખંતથી ખપમાં આણવાથી મોટાં કામ થાય છે વખત વહીજ જાય છે દરેક ક્ષણની જવાબદારીનો બોજો આપણા મા

રે છે તેમજ એ અખંડ મહેનત અભ્યાસ અને મહાવરાનું ફળ છે, એમ સમજવું કોઈ પણ બાબતમાં જેણે ઉત્કૃષ્ટ થવા ધાર્યું હોય, તેણે તો પથારીમાંથી ઉઠીને તરતજ સઘળું તનમન તે વિ ષયમાંજ લગાડવું જોઈએ

એક કારીગર પોતાની શરૂઆતની ઉમેદોમાં મન કબજે રા- ખીને ખંતથી મહેનત કરવા મંડે તો ભલે તેઓ લોભી હોય તો પ ણ માત્ર દ્રવ્ય લોભથીજ તે મહેનત થઈ શકે નહિ લક્ષ્મીનું એટલું બધું જોર નથી કે કોઈ કામ પાર મેલવાને અખંડ ઉત્સાહ તે વધારી શકે! જ્યાં સુધી કંટાળો ન આવે ત્યાં સુધી દ્રવ્ય લોભનું ચ ડી વાગે બાકી બહુ કંટાળો આવે ત્યારે તેજ કહેશે કે " આપણને મળે છે, તેજ બહુ છે માટે ખાલી માથાફોડ શું કરવી ?" એમ ક હી અટકી પડવાનો એ તો ખરૂંજ છે કે આપણું મન ગમતી કોઈ કળા કે કોઈ કામમાં મંડ્યા રહેવાથી જે આનંદ આવે છે, તેજ એ મહેનતનો બદલો આપે છે લક્ષ્મી તેમની પાછળ આવવાની હો ય તો ભલે આવે, પણ માત્ર લક્ષ્મીની લુબ્ધતાથી એવી મહેનત કદિ થાયજ નહિ.

મોટા કારીગરોને પોતાના કામમાં કેટલી ધીરજ, કેટલો શ્રમ, કેટલી કેળવણી, કેટલો અનુભવ લેવો પડ્યો હશે ? તે સહજ વિ ચાર કરતાં સહેલું લાગે પણ તે હાથ આબાદીમાં તો કેટલી મુસી બતો વેઠવી પડી હશે ? તે જો કોઈ નબળા મનનો માણસ સાંભ ળે, તો તે મન સાથે એમજ નક્કી કરે કે ના, રે ભાઈ ! એવી રા ક્ષસવત્ મહેનત આપણાથી ન થાય ! આવા બોધ ઉપરથીજ તેવા નબળા મનની પરીક્ષા થાય છે

કોઇ એમ કહેશે કે ફલાણા માણસે " કિર્તિ મેળવવામા કસર રાખી નથી પણ તે મેળવવામા તેને અભ્યાસ કરવો પડયો નથી, વિપત્તિ વેઠવી પડી નથી, સંકટ સહન કરવા પડયા નથી " તો એમ સમજવુ કે તે કિર્તિ અચળ રહે તેવા પ્રકારની નથી એ શુ કંઇ બહુ મોટુ કામ છે? સ્હેજ સ્હેજમા થઇ જાય, તો કિર્તિ મોટો આસડો ન બનાય! પણ કપાળથી ચાલીને પગસેવો જેઠ પગની પાનીએ ઉતરે ત્યારેજ નામ અચળ રહે! નામ અને કામ અચળ રાખવા તે સ્હેજ સ્હેજમા થતુ હોય તો તેવા કામ નો આવમ આખી આદરે! માટે થોડા પૈસા મળે તેવુ કામ પણ ઇમાનતદારીથી મ ગાડવા વિના વગર કિનાનગે જીવ ઘાલીને સરસ કરવુ તેમા પણ એક પછી બીજુ, બીજા પછી ત્રીજુ એમ ઉત્તરોત્તર સુધારા કરતા જવુ જોઇએ જે માણસ આવી ઢબથી કામ કરે, તે ઘણુ અને ઘણુ સરસ કરી કિર્તિ મેળવે જેમ જેમ આગળ જઇએ તેમ તેમ કામ સારા થાય અને વધારે સારા કરવા સ્વાભાવિક રીતે હૃદય લોભ થાય અને થાયજ

એક ચિત્રકારને કે નવા ડાકતરને કે નવા વકીલને જ્યારે પોતાના ધંધાનુ પેહેલુ કામ મળે એ તેની જીંદગીમા કેવુ સુખકર નિવડે! ખરે! તેની જીંદગીમા એનો એક નોંધ લેવા જેવો બનાવ થઇ પડે! તેમજ જે પુરૂષ પ્રથમ ગ્રંથકર્તા રૂપે બહાર પડે છે, એ બનાવ તેની આખી ઉમરમા તેને મોટા મહત્વનો લાગે છે, કારણ કે ઉગરના દરેક જણ કિર્તિના તૃષ્ણાતુર હોય છે જેનુ મન દૃઢ હોય છે, તે પાછળ પડતાં ના ઉમેદ થઈ પતા ઉનરો બગાડો જુસ્સો લાવી ગ તર્રશક્તિની ઉષ્ણતાના જોરથી બહાર નીકળે છે

પોતાને કુદરતી અક્કલ ઇનાયત થઇ હોય, તો પણ મહેનત કરવી એથી અક્કલ સુધરશે અને જેમની બુદ્ધિ ઓછી હશે, તો પણ મહેનત તેની ખોટ પુરી પાડશે સૌએ જોયુ હશે કે શાળામાં અભ્યાસ કરનાર ઓછી બુદ્ધિનો છોકરો વિશેષ બુદ્ધિના છોકરા કરતાં વધારે મહેનત કરતો હોય તો તે વધારે સારા ઠીકગરો, અને ઉપર નંબર મેળવશે વળી હુન્નરની પદ્ધતિ અને શિલ્પગનમાંણે બહુજ સંભાળથી કેળવણી અને શિક્ષા લીધી તેટલાથી કોઇ કારીગર થતો નથી પણ કારીગરીની કેળવણીમાં પડે સર્વ પ્રકારે મંડે, તોજ કાર્ય સિદ્ધિ થાય અને એ પ્રમાણે કરવાથીજ "આપસ બડા મેહા, અને ગુરૂસે બડા ચેલા" કહેવાય

ઇંગ્લાંડમાં એક માણસ એવો હતો કે તે અતિશય મહેનત કરતો, તે કદિ હાર ખાવાથી હારીને હેઠો બેસતો નહિ પણ ઉલટો વિશેષ જોરથી કામપર મંડતો તેના પર વિપત્તિઓના અનેક જબરા ઘા પડયા, પણ કશાથી હિંમત નહિ હારતાં કેવળ સ્વાશ્રયથી તે મજબુત ચાર માણસ જેટલું કામ કરતો તે કદિ એક પળ પણ હિંમત હાર્યોજ નથી તેનો મોટો આનંદ કામ, કામ અને ફક્ત કામજ હતો જરા વિચારવું જોઇએ કે બે રોટલી, ચપટી ભાત, અને થોડી દાળનો જબરો આહાર કરી, પેટ ઉપર હાથ ફેરવી લચકતી ચાલે આમ તેમ ફરી પોઢી જનાર આપણા સુંવાળા ગૃહસ્થને કાને કદિ આ વાત જાય તો તે માનેજ નહિ અને કદાપિ માને તો અવશ્ય તેને શરીરે સાંભળતાંજ કંપારી ચડયા વિના રહેજ નહિ વધારે તાજુબીની વાત એ છે કે યુરોપના વતનીઓ પોતાની આવી અપરિચિત મહેનતનું ફળ સુખે જમતા જોઇ રહીએ, તો

પણ આપણામાંથી સુંવાળાપણાનો અંશ ઓછો ન થાય ? સુંવાળાપણું ક્યાં સુધી કે બગાસું ખાતાં શરીરમાંથી ચસકા કે શૂળ આવે ! અને પડખું ફરતાં હાંફી જવાય ! શું કુદરત !! કુદરત તને અભિનંદન કરું છું '

એ માનવી તુંજ તારો મદદગાર છો!" તારે આગળ વધવું હોય તો તોજ તારી સહાયના મળશે આત્માવલંબનનું કેટલું પ્રગાઢ બળ છે? 'હિંમતે મર્દ મદદે ખુદા." એ કહેવત યાદ રાખી ચાલનાર માણસ વિવિધ કષ્ટો પામતો ? પોતાનું નસીબજ નબળું છે એમ માનીને લક્ષ્મી પુરૂષો કંઈપણ પ્રયત્ન કરતા નથી તે છતાં તેઓ મનમાં તો મોટી મોટી આશાઓ કરે છે, આમ છે તો તેની તે આશાઓ ક્યારે પૂરી થાય? પણ તેજ માણસ જો મહેનત પાછળ ખાઈપીને મંડે, તો ઈશ્વર તેના ઓ-રે મદદ કરશેજ ખંતથી મહેનત કરે તો 'રંકના રાજા અને ફકીર,ના અમીર" બને કેમકે જગતનું ચક્રજ ઈશ્વરે એવું કર્યું છે સં-પત્તિ કે વિપત્તિ હંમેશા સ્થાયી નથી જૂના ખાનદાની કુટુંબો ઉતરતા ઉતરતા છેક સાધારણ લોકની પંક્તિમાં ખપી જાય છે અને જગતમાં કોઈ જાણે નહિ તેમ સગાળ કુટુંબો સતત ઉદ્યોગ અને ઉચ્ચ રહેણી કરણીના પ્રભાવે ચડતા ચડતા જગત્પ્રસિદ્ધ થાય છે આ પ્રમાણે જો કોઈ પણ માણસ ' શુદ્ધ અંતઃકરણથી ઉદ્યોગ દેવીનું આરાધન કરે છે, અને ઉગ્ર તપશ્ચર્યામાં સતત સમાધિસ્થ રહે છે, તેને દેવી પ્રસન્ન થઈ વાંછિત ફળ આપેજ છે પછી તે વિદ્યા વૃક્ષના ન્યાયની શાખા પકડે, યા ચાહે તો કોઈ બીજી પકડે, પણ તેને તો તેની આરાધનાનું ફળ મળ્યા વિના રહેતું જ નથી, જે યત્નરૂપી અખંડ

એમ કરીને અનુપમ સ્થિતિએ પહોંચ્યા છે, અને જે માર્ગ અમે પકડયો છે તેમણે મોટાં નામ અને ઇનામ મે-ળ્યાં છે તેનું મુખ્ય કારણ એજ કે ઘણી બાબતોમાં સાધારણ શ-ક્તિના ગુણોથી એ નામો થયાં છે વિશેષ માત્ર એટલુંજ કે એવા સાધારણ ગુણોને ખંત રાખીને કેળવવા જોઇએ અને તેને ઉદ્યોગ અને આગ્રહની ચગકીથી કૌવતદાર કરવા જોઇએ એથી કેવાં સું-દર પરિણામો નિપજ્યાં છે, તેના અનેક દાખલા છે શૂરવીરને કશું અશક્ય નથી હિંમતવાન નરને વશ આખું જગત છે માણસો એ મનથી એવી દઢ ધારણા બાંધવી જોઇએ કે હું મારાં કાંડાના કૌવતથી અને બુદ્ધિના બળથી કાંતો મારો રસ્તો ખોળી કાઢીશ" અને રસ્તો નહિ હોય તો ત્યાં રસ્તો કરીશ ' "હલાલો માણસ હથોડાના ઘા ખુબ વિચારીને મારે છે એમ કોઈ કહે તો તેની સહજ વાત ઉપરથી પણ તેના મનનો જુસ્સાનું માપ કેટલે દરજ્જે નીકળી શકે છે? એક વખત કોઇ માણસે પોતાના એક મિત્રને કહ્યું કે "રખેને તમે એવું કામ કરતા! તમે એ બાગમાં કંઇ બોય બાડે લેશો નહિ. આનાં માણસોને હું ઓળખું છું પારીસની આપણી વૈદ્યકશાળામાં ત્યાંના વિદ્યાર્થીઓ શિખવા આવે છે, તેઓ એરણ કર હથેડાના ઘા કમ્મેર કરતા નથી તેમનામાં હોશ નથી તમે ત્યાં જે નાણાં વેરશો તો તમને પૂરો અવેજ મળશે નહિ!" કેવું સટીફીકેટ!! પ્રત્યેક માણસમાં જો ખરેખરો દમ હશે, તો તેમના એકંદર સરવાળાથી તે દેશનું રાજ્ય દમદાર અને કૌવતમંદ થશે! અને જેવો માણસ તેવી જમીન! જેવો માણસના હાથમાં કસ, તેવો જમીનમાં કસ આવે છે, જેવી ખેડુતની ખેડ તેવો જમીનનો રસ સમજવો.

ઉછરંગથી બાટકી પડીને આગ્રહથી મંડયા રહેતા. ઇચ્છા સદા જાગૃત રાખવી જોઈએ. માણસ જાતનું ખરું સત્વ અને તત્વ ઇચ્છા-બળ છે. ઇચ્છાબળ એજ માણસનો પ્રાણાત્મા! એજ જીવનશક્તિ! એજ માણસ પંડે! એજ શક્તિ તેના દરેક કામને ગતિ આપે છે, અને એજ શક્તિ તેના દરેક પ્રયત્નમાં જીવન મૂકે છે! સાચી આશાના પાયા જીવન ઉપર ચણાયેલા છે, અને આશા એજ આપણી જીંદગીની ખરી ખુશબો છે! હમેશાં "આશા એજ મારું બળ છે" એ વચનો દરેક માણસોએ પોતાનું મહા વાક્ય ગણીને ચાલવાની જરૂર છે. પણ જે પોચા મનનો કાયર માણસ છે, તેના જીવતરને ધિક્કાર છે. પોતાથી થાય તેટલું કરવા છતાં પણ વખતે સઘળી મહેનત બરબાદ જાય તોપણ મનને ઘણો સંતોષ મળે છે. એક ગરીબ માણસ દુઃખ સામા કમર કસીને રણજંગ મચાવતો હોય, અને અત્યંત મહેનતથી તેના પગ લોહીલોહાણ થયા હોય, આગળ ડગલું ભરવા ના કહેતા હોય, તથાપિ "હિંમતે મર્દ" કહીને આગળ ચાલતોજ જાય! એ કેવી ઉત્તેજક! અને મનોહર છબી છે?!

માત્ર ઇચ્છા અને તૃષ્ણા રાખવાથી તો જુવાન માણસના મન ઉલટાં બગડી જાય છે, નિરસ અને ઢીલા થઇ જાય છે. માટે તેમણે સદા ક્રિયાસક્તજ રહેવું જોઇએ—ઇચ્છાની પછી તત્કાળ કામ કરવું જોઇએ. રાહ જોઇ બેસી રહેવામાં લાભ નથી, જીંદગીની કાયનાતજ એવી છે કે કષ્ટ અને વડીતરૂ ઉલ્લાસથી સહન કરવાંજ જોઇએ. કારણ કે મનો નિગ્રહ માટે એ ઉત્તમ સાધન છે. તન મનની મજુરી વિના જીંદગીના બગીચામાં કંઇ ફળ નથી. યત્ન અને

પુન પ્રયત્ન કર્યાજ કરવો જીદગી રૂપી સાંકળ મનની કડીઓની બનેલી છે તો આપણું મન જો દઢ હોય અને આપણો હેતુ રૂડો હોય, તો આપણે શું ન કરી શકીએ? કંઇ સાગર ઉલેચવાનો નથી કે-હું મેર ઉપાડવાનો નથી, પણ માણસની તાકાતમાં જેટલું છે, તેટલું તે કરી શકે એમાં સંદેહ નથી, જગતરૂપી વિશાળ નિશાળમાં સંકટ અને શ્રમ એ બે આકરા ગુરૂ—આકરાગુણ છે, તો પણ તેમની પાસે ભણવાથી ઉમદા બોધ મળે છે? માણસ પોતાના આલસમાં ભરાઇ, અથવા ધુળ જેવા ખોટા બાના જતાવીને પોતાના કામને અને શરીરને કટાવા દીધું, તે નપુંસક માણસ છેવટે નિષ્ફળ જવાનો જેણે પોતાના ભળા રૂપ તનું કામ પોતાની ખુશીથી—ઉલટ હોશથી લીધું હશે, તે આગ્રહથી પૂર્ણ કરશેજ આપણા સાધારણ હથિઆરોથી ડરવાનું નથી,તેને જો અસાધારણ ખંતથી વાપરીએ તો તો ધારીએ તે કરી શકીએ જે કામ કરવાને આપણે શક્તિમાન છીએ તે પણ અશક્ય માનીને હા ના, હા ના કરીએ તો તે આપણાથી થશેજ નહિ એ કામજ અશક્યરૂપે દેખા દેશે

ખાતી રાખીને કર્યા વગર કોઇ પણ કામ ખરે ખરૂં ને સુંદર થતું નથી માટે મનની ઇચ્છાને પછવાડે જોસભેર મહેનત કર્યા કરવી આગળ અડચણો આવે તેની સામા પ્રયત્નથી તરત યુદ્ધ મંચાવવું જોઇએ તેમ કરવાથી આગળ વધી શકાય છે આથી બને છે એવું કે જે ફળ મેળવવાની આશા નહોય, તે અચાનક મળી આવે છે કામ જોતાંજ તે બનવું અશક્ય લાગે, તેને માટે મનમાં દઢ અને ગંભીર સંકલ્પ થાય, તો તેવું પણ બની જાય છે ઘણી વખત એથી ઉલટું એમ બને છે કે જે કામ કરવા આપણે જરૂર શક્તિ

માન હોઇયે છીએ, તેનેજ આપણે અધર લેખી દુખપણુ મનથી જો ઇચ્છે, તો તે કદિ થવાનુ જ નહિ. ઇચ્છા ઉપર ભક્તિ રાખવી, એ સર્વોત્તમ લાભકારક વાત છે

જે માણસ કામ પાછળ બરાબર મન લગાડે છે, અથવા મારે આ કરવુ છે, એમ નિશ્ચય કરે છે, તે પોતાનુ કામ પૂર્ણ કરી ધારેલી સ્થિતિએ પોહોચવાને તેના ઇચ્છા—બળથીજ એટલે મનની દૃઢતાથીજ પાર પડે છે માણસને જેવો થવાની ઇચ્છા થાય છે, તેવોજ તે થાય છે કેમકે તેમાં ઈશ્વરી ચૈતન્યની ઇચ્છા મળી એટલે ઉંડા ભાવથી જેવો થવાને ઇચ્છે તેવોજ તે થાય જો મનની ઉંડી મરજીથી તાબેદાર થવા ઇચ્છે, તો તે તાબેદારજ થશે, ધિરજવાન થવા ચાહશે, તો તેવો થશે, બાળક થવા ચહાશે તો બાળક થશે, અને સખાવતે દિન કરવાની મરજી કરશે તો તેમ પણ થશે

મનુષ્યનો એક મોટો ધર્મ—એક મોટી ફરજ બજાવવાની છે માત્ર ગમે તેવી ઇચ્છાને આધિન થવાનુ નથી માણસે સદુદ્યોગ આચરવો જોઇએ આ કામ સારૂ કે નરસુ? તે હરકોઇ તત્કાળ સમજી શકે છે પણ પછી પોતેજ પોતાની ગમે તેવી ઇચ્છાને આધિન થઇને અવળો ઉદ્યોગ કરે તો તેના મનની ઇચ્છા ઉપર કોઇ સત્તા ચલાવવા જતુ નથી પોતેજ પોતાનો ધર્મ—પોતાની ફરજ ઉલ્લંઘન કરે, પછી તે ગમે તેટલી મહેનત કરે પણ માર્ગ અવળો હોવાથી પછી તે કટુફળ ચાખે, એ નિસદેહ વાત છે

માણસને જે ટેવ પડી હોય, જે વ્યસન થયુ હોય, કે જે લાલચમા લપટાયો હોય, તે આરંભમાજ વિવેક બુદ્ધિને કહે છે કે તે તમે અટકાવો એ ફાંસામા ફસાવુ ન ફસાવુ તમારા હાથમા છે

જો ધારો તો અંતરશક્તિના ઇચ્છાબળ પ્રમાણે તમે તમારા ... વમાં પારજ પડો લાયક ઉમર થઇ એટલે મનનો નિશ્ચય કરવાનો સમય થયો એ વેળા જાણી બુઝીને ચિંતા દીધાથી જે ખાડો પોતાને હાથે ખોદાશે, તેજ ખાડામાં પડ્યા પડ્યા માથે હાથ દઇ રોવું પડશે અને આખીયે વખત ગયા પછી એ ખાડામાંથી બહાર નીકળવાની શક્તિ રહેશે નહીં

સૌથી સેહેલી ટેવ ઇચ્છવાની છે હરકોઇ વસ્તુપર કે હરકોઇ કામ પર તત્કાળ ઇચ્છા દોડે છે માણસને એ ટેવ સહજ પ્રાપ્ત થાય છે પણ જે ઇચ્છે તે જો બરાબર ઝનુનથી અને દ્રઢતાથી ઇચ્છે, તોજ સ્નેહ મેળવે પણ છઠ્ઠીયો છોડ જે સંસાર સાગરમાં આમ તેમ તરતો ફરે છે, તેને સુકાઇ ગયેલા પાંદડાની માફક પવન અને પાણીને જોરે ગમે તેમ રખડતા દે, તો તે કદી પણ સ્થિરતા મેળવાનોજ નહીં માત્ર ઇચ્છાઓ કરે, પણ તે મેળવવાના કામ પાછળ ઝનુનથી ન મંડે, તો એકલી માત્ર ઇચ્છાથીજ શું વળે? પણ દરેક માણસને ઘટારત છે કે એક ઉત્તમ મુકરર માર્ગ પકડવો. એકજ નિશ્ચય બાંધવો અને મન દ્રઢ રાખી એકજ ધોરણે તે મુકરર માર્ગે જવું એવી રીતે પોતે પોતાના આચરણ આચરવા જોઇએ જેમ કરના જે ચુકયા તો ગાડી વહી જાણવી અને જાણવું કે આળસની ઉંડી ખાણમાં પડ્યા અને તેથી બનશે એવું કે એક અનિશ્ચિત મનવાળા નકામા જુવાન માણસની તમામ ખામીયનો અને હીણચાલ તેનામાં ભરાશે અને એકવાર એવું બન્યું એટલે નિશ્ચય સમજવું કે તેમાંથી કદિ નીકળશે નહિ એક ઉછરતો જુવાન સારે કે નઠારે માર્ગે દોરાયો, એટલે પછી તે તેવોજ થવાનો હમેશાં સારે સાર, અને

નઠારે નઠારૂં થવુંજ આવ્યું છે ઉછરતો જુવાન ચાહે તેવો થઈ શકે. અને તેથી યાદ રાખવું કે આપણે આપણી ઇચ્છાને એટલે આપણા મનના નિશ્ચયને, દૃઢતાને અને આગ્રહને સુવિચારથી સુમાર્ગે ચઢાવીએ, તોજ મોટાં ને મીઠાં સુંદર ફળ ચાખીએ

આપણી એ બળવાન ઇચ્છા શક્તિને જો આપણે ઇંદ્રિય વિલાસનો રસ્તે વાળીએ તો ખરેખર તે એક ભયંકર રાક્ષસી નિવડશે અને તેથી એક પછી એક તમામ સદ્ગુણો લય પામશે એક દુર્ગુણને છેડે બીજો દુર્ગુણ જોડાયલોજ હોય છે એવી પરિણામે અધમતા ઉપજશે "પણ જો એ શક્તિને ઉપર સુચવ્યા પ્રમાણે સારે માર્ગે લીધી તો એ બળવાન ઇચ્છા એક સમર્થ દેવી સ્વરૂપે દર્શન દેશે, અને બુદ્ધિ પ્રધાન પદે બિરાજી તથા તેને ઉત્તમ સલાહ આપીને માણસને ઉંચામાં ઉંચી પ્રતિનું સુખ આપનાર કલ્પવૃક્ષ નીવડશે" "મરજી હોય તો માર્ગ મળે." જે માણસ અમુક કામ માથે લેવાનો સંકલ્પ કરેછે, તેથીજ તે મોટી અડચણોને પાર મેલે છે અને તેથીજ તે સિદ્ધતાને પામેછે 'ફલાણું કામ હું કરી શકીશ' એવો મનમાં વિચાર લાવવાથીજ તે કામ કરવાને આપણે ઘણે ભાગે શક્તિમાન થઇએ છીએ કોઇ પદાર્થની પ્રાપ્તિને માટે મનમાં નક્કી કરવા સાથેજ તે વસ્તુ મળ્યાનું વચન પ્રાપ્ત થાય છે એ પ્રમાણે જે માણસ ખરી ઉર્મિથી મન સાથે સંકલ્પ બાંધે છે, તેનામાં જાણે દૈવી શક્તિનો—સર્વ શક્તિમાન પણાનો આભાસ દેખાય છે

આ ઉપરથી એમ ન સમજવું કે આપણે ઇચ્છીએ એટલે સર્વ થઇ ચુક્યું, જે ઇચ્છવું તે બલવત્તર ઇચ્છાથી ઇચ્છવું જોઇએ યાદ રાખવું કે જે માણસ અમુક કામમાં નાઉમેદ થાય છે, તેનામાં

ફક્ત ઇચ્છા શક્તિજ નથી એટલે કે તેઓ જે ઇચ્છે છે, તે તેઓ અરધુંજ ઇચ્છે છે જ્યારે ઇચ્છયુંજ અરધુ ત્યારે તેનાં મનમા શ-ક્ત થાય અને એમ થયુ ત્યારે તો તેમા અશક્યતાએ ઘર ઘાલ્યુ અશક્ય એ શબ્દજ કોષમાંથી કાઢી નાખવો જોઈએ. જે માણસ અશક્યતાના શબ્દો વાપરીને બાતે તેની ઇચ્છાજ લગડી સમજવી "હું જાણતો નથી, મારાથી બની શકે એમ નથી, અને એ અશક્ય વાત છે" એવુ જે કોઇ કહે તેના ઉપર નેપોલિયનને બીજા બધા કરતા વધારે તિરસ્કાર આવતો

અહા ! જો સમર્થ ઈચ્છા બળ હોય, અને તે સારૂ નરસુ કે નિતિ અનિતિ ન જુએ તો શું ન કરે? જે માણસ હરેક કામમા ઝટ ઠરાવ અને ઝટ તેમાં મંડી જુસ્સાથી કામ પાછળ મંડે તો તે માણસ ગમે તેવુ કષ્ટવાળુ, બીકવાળુ, કે જોખમવાળુ કામ હોય તોપણ તેને વગને વધારે સમય સૂચકતા વાપરી ત્વરાથી ધારેલી વાતમા ફત્તેહના ડંકા વાગતા સુધી મંડ્યો રહેશે, અને સામે આવતી આડ ચણોને ખસેડતો જઇ વધારે ઉંડા મૂળ ઘાલતો જશે

સત્યવાત એ છે કે એકવાર કોઇ પણ કામ કરવા માટે મ્હોમાથી વાયક નીકળી ગયુ, અથવા તો કોઈ કામ કરવાને ઇચ્છા પુર્વક ધારણા ધારી, પછી તે ગમે તે થાય તો પણ ખભ ઠોકી તે સામે કમર કસીને મંડવુ અને જુસ્સાથી એવો હઠ પકડવો કે તે આરંભ્યા પછી તત્કાળ ગમે તેટલી અણધારી અડચણો એવી આવી પડે કે જો તે પ્રથમથીજ જાણ્યુ હોત, તો તે કામ માથે લેવા કદાપિ મ્હોથી બોલતજ નહિ એવી અનેક અડચણોમાથી પણ પસાર થઇને મ્હોએથી નીકળેલુ વાયક જગતને સત્ય કરી દેખાડવુ,

અને કામને પાર મેલવુ, એ કેવુ દુર્ઘટ કામ !! કેવો વિકટ રસ્તો!! અને સામે પગલે જનારની કેરી વજ્ર છાતી કેવુ શૌર્ય ! કેવો પ્ર શંસનીય અડગ જુસ્સો !!

જે માણસ નાનપણમાંથીજ પોતાનુ કૌવત ઘસે છે, સ્વેચ્છાથી સ્વતંત્રતાથી ઉદ્યોગનાજ મંત્ર ભણે છે, ટાણે ટક્કર લે છે બીકને દેશ નિકાલ કરે છે, અને કશાથી બીતો નથી તે માત્ર આપ બળે, સ્વ-પ્રયત્નથીજ જીંદગીના ઓીક સખ્ત સંકટોમાંથી તરી પાર નીકળે છે 'દુનિયામાં દરજ્જા અને માનતાની કરતાં બીજી વધારે ઉમદા ચીજો છે સોના રૂપાની તૃષ્ણા રાખવા કરતા આપણામાં બીજી કે વી તૃષ્ણાઓ છે, તે બોલે તેને ભજે તેમ છે"

કોઇ કોઇ મનના ગમતી એવા હોવુ છે કે પોતાના કામમાં ગમે તેવુ જોખમ આવી પડે, ગમે તેવુ સંકટ પડે, અથવા તો શરીર રોગથી પીડાય, પણ તેની જીંદગીના મહાન ઉદ્દેશમાં તે મ-ગ્નેજ રહે! અને તે એમ બોલે કે "મારૂ તથા મારા જાત ભાઈ ઓનુ મારાથી બને તેટલુ ભલુ કરીશ." એટલુજ નહિ પણ તે તેનુ કામ એરી ઝીણી નજર રાખીને કરે, હમેશાં એવો તો વ-ખત જાળવીને નિયમસર કામ પર હાજર થઈ જાય અને પોતા ની આબરૂ તથા પ્રમાણિકપણાને નિષ્કલંક રાખવાને તે એવો તો ખતી રહે કે, જે જે માણસો એને ઓળખતા હોય તે બધા અવશ્ય એ ને માન આપે, તારીફ કરે, અને જીગરથી ચાહે!

માણસના મનનો ગમત એટલે મજબુત ઇચ્છાબળ જો યોગ્ય કામોમાં વાપર્યું હોય અને બરોબર રીતે તેને સુરસ્તે ચઢાવ્યું હોય તો તે એક અમુલ્ય બળવાન ગુણ નિવડે! દાખલા તરીકે આપણે

કોઇ પણ પુસ્તક વાંચવા માંડયું, તો તે પૂરૂં કર્યા વગર રહેવું જ નહીં જ્યારે તે પુસ્તક બરાબર મનમાં રમી રહે, ત્યારેજ તે પુરૂં થયું સમજવું અને જેજે વાંચવું અથવા વિચારવું, તે તે એકાગ્ર ચિત્તે વાંચવું અને વિચારવું જોઇએ. એક માણસ કહેતો કે "હું જેમ જેમ મોટો થતો જાઉં છું, તેમ તેમ મારા મનની વધારે ખાત્રી થતી જાય છે કે માણસોમાં જે મોટો તફાવત જોવામાં આવે છે,— નબળા અને જબરા વચ્ચે, મોટા અને પામર જનની વચ્ચે, જે મોટો ભેદ જણાય છે, તે માત્ર જુસ્સાના પ્રભાવીજ છે, અજેય દૃઢ સંકલ્પને લીધે છે એક વાર મનમાં કોઇ પણ કામ કરવાનો નિશ્ચય કરવો અને પછી "દેહં પાતયામિ વા અર્થંમ સાધયામિ" કાતો કરવું કે પછી મરવું એમાંથી એક મનમાં જો એવો જુસ્સો હશે, તો તે માણસ દુનિયામાં જે થવા જેવું છે, તે તે કર્યા વગર રહેતાર નથી પણ જો એ મહાન ગુણ કોઇ સખ્સમાં નહીં હોય, અને પછી ગમે તેટલું બુદ્ધિબળ તેનામાં હોય, તેની સ્થિતિ ગમે તેની અનુકુળ હોય, ઉપરાંત તેને ગમે તેટલા સુંદર લાભકારક પ્રસંગ આવી મળે, તોપણ તેથી શું ફળ? ઉપર કહેલા તમામ સહાયો છતાં તેનામાં ઉત્સાહ અને દૃઢતા નહીં હોય, તો તે માત્ર બે પગું પ્રાણીજ કહેવાશે તેની ગણના મનુષ્ય જાતીમાં થઇ શકશે નહી એ નક્કી સમજવું

જે હર હમેશ પોતાના ઉદ્યમમાં મચ્યો રહે, તે રાજદરબારમાં માર્ગે મૂકાવો પોતાના સત્કાર્યથી જગતને વિસ્મય પમાડો અને તે સંસાર વ્યવહારની ખરી કેળવણીનું ફળ દુનિયાને દેખાડો ખરા જે માણસને સંસાર વ્યવહારી કામકાજની કેળવણી મળી નથી, તે ક્ષુદ્ર

કાળા ઠીકરા જેવા દલાલ છે વખતે એમ બને છે કે કોઇ ઉપયોગી વસ્તુ મેળવવા માટે તેની પાછળ આપણી પાસે જે હોય, તેને પ્રથમ છુટું છુટું કરી નાખવું પડે છે તેમજ વખતે એમ પણ બને છે કે ઉમદા પદાર્થ મેળવવા માટે મહાન પુરૂષોને તે તરફ પ્રયાસ કરતા કરતા પોતાનું ગુજરાન ચલાવવાને સાચા દિલથી ઉપયોગી મહેનત મજુરી કરવી પડે છે કવિવર નર્મદાશંકર માટે કહેવાય છે કે તેમને પણ એવાજ ફળની પ્રાપ્તિ માટે પ્રકૃતિથી વિરૂદ્ધ છતા થોડી મુદત અણગમા લાગી, નોકરી કરવી પડી હતી સારાંશ એ કે મોટું ફળ મેળવવા માટે ધીરજથી તે ફળ પ્રાપ્તિને પુષ્ટિ મળે, એવાં કામો લાચારીથી કરવાં પડે છે જો કે આવે વખતે ઇચ્છિત ફળનો પાક મોડો ઉતરે છે, તો પણ તેવા પેટા કામો સાદર પૂર્વક કરવાં પડે છે.

ઘણા લોકો એમ માને છે કે રાત્રિ દિવસ ઘાણીના બળદની પેઠે રોજ રોજનું કામ જેને માથે આવી પડે છે, તેનામાં ઉચ્ચ ગતિની મનશક્તિ હોતી નથી પણ એ માનવું ખોટું છે ધંધા રોજગારવાળાએ પોતાના કામમાં સારા ઠિકાણું હોય ના ધિરજ ને આગ્રહથી સચોટ મહેનત કરવાની ટેવ કેળવવી જોઇએ. પોતાના ધંધામાં ફતેહ મેળવવા માટે હરકોઇને ત્રણ ગુણની અવશ્ય જરૂર છે પ્રથમ પોતાના સ્વભાવનું વલણ જન્મથીજ તે તરફ વળેલું જોઇએ બીજું તે કામ પાછળ મંડયા રહેવાની ટેવ જોઇએ અને ત્રીજું મહાવરો પાડવો જોઇએ અને તે ધંધામાં ઉપર ત્રણ ગુણ ખંતથી કેળવ્યા હોય તો તે અમે તેવાં કઠિણ નસીબ ખોલવાની કામગુજાર કુંચી નિવડે.

વખતે, એમ પણ બને છે કે "ભાગ્યશાળીને ઘેર ભૂત રળે" એ પ્રમાણે કેટલાકના ઘરમા પાસા અવળા નાખતા સવળા પડી દે. વાગે સોનાના વરસાદથી રેલછેલ થઇ રહે છે એ ખરૂં પણ એથી શું? પણ મહેનત ની કમાણીમા જે રસ—જે માધુર્ય હોય છે તે તેમા નહિ હોવાથી સોનારૂપાનો દરેક કકડો રસ્તામા રઝળતા પથ્થરના કકડા જેટલી કીમતનો છે એવી રીતે થયેલ શ્રીમંતને અગર ગભ શ્રીમંતો સોનારૂપાના દરેક કકડાની ખરી કીમત સ્વપ્નામાં પણ જણાવાનીજ નહિ "જુગારી જીતે તેમ લલચાઇને વધુ રમે" તેમજ નસીબ દાર વેપારી ખોટા લાભ લોભ વહનમા તણાઇ આખરે ખુવાર બને છે

કેટલાક માણસો ટુંકે રસ્તે જવાના વિચાર કરે છે તે રસ્તા ખાડાખબડા, જાળાજાખરાં, અને કાદવકીચડવાળા હોય છે તેથી સારે રસ્તે થઇને જનારને જો કે ફેરો ખાઇને જવુ પડે છે આથી વખત વધારે જશે ખરો પણ ટુંકા માર્ગે કરતા આ માર્ગ શુદ્ધ અને નિર્મળ હોવા થી જાણે છેક સાધારણ મજુરી કરવાનું કામ હોય, પણ રોજ રોજ નિયમસર કામ કરવાથી બાકીનો વખત બહુ આનંદમા જાય છે અને ટુંકે રસ્તે તો વખતે ખડામા ઉતરવુ પડે ઝાખરાથી પગ લોહીલોહાણ થાય, અને વખતે કાદવમા ખુચી જઇને ત્યાંજ અટકવુ પડે, અથવા તેમ નહિ તો ઝરડ થતા પગજ ત્યા અટકે, કે પાછા પગલાં ભરે એટલે કે કામની સમાપ્તિ ત્યાજ કરવી પડે. એકદમ આકાશમા ફાળ મારીને ઇંદ્રના ઇંદ્રાસનને ડોલાવવાની ઘેલાઇમા કૂદેલો યુવાન પોતા ની મૂર્ખાઇનો ભોગ થઇ પડે, એમા શું આશ્ચર્ય !!

બીજી વિશીમા પ્રવેશ કરતા કોઇ પણ જુવાન માણસને માટે કઇ પણ ગોઠવણ કરી આપવી એ વ્યાજબી નથી કેમકે તેમ કરવાથી તેમને પોતાનેજ નુકસાન થાય છે તેમનામા જેટલુ હૈવત હોય, તે કરતા વિશેષ હૈવત પોતાનામા છે, એમ તેમને ભાસ થાય છે, અને તેથી તેઓ પોતાને માટે મહેનત કરતા નથી "તમારે તુમડે તરવાનુ છે તમારી મેળે આપ બળે જે કરવાનુ હોય તે કરો તમારે સુખે રહેવુ કે ભૂખે મરવુ એ વાતનો આધાર તમારા પોતાના ઉપર રહેલો છે" આવા આવા બોલજ જુવાનીઆઓને કાને પડવા જોઇએ આ બાબત તે જુવાન શખ્સના દિલમા ઠસવી, કે પારકા આશ્રમથી કે બીજાની મદદથી કઇ લાભ થવાનો નથી મારે મારૂ સુખ-મારૂ કલ્યાણ તાકવુ જોઇએ અને તેથી મારી જાત ઉપરજ આધાર. રાખીને મારેજ મારા બાહુબળથી મારે માટે સર્વસ્વ મેળવવુ જોઇએ

કોઇ પણ કામમા પ્રયત્નો કર્યા છતા પણ નિષ્ફળ જવાય તો પણ પ્રયત્ન કરનારને તો તેમાએ લાભ છે પોતાના પુષ્કળ બળની સઘળી શક્તિઓને જાગૃત કરે છે આથી તે જાત કેળવણીમા આત્મનિગ્રહમા, જ્ઞાનમાં તથા ડહાપણની કેળવણીમા તે આગળ વધતો જાય છે " નિષ્ફળ પ્રયત્નો આવી દ્રષ્ટિથી નિહાળવામાં આવે, અને ધૈર્ય આગ્રહથી નિષ્ફળ પ્રયત્નોને પણ સફળ કરવામા આવે, તો તેવી નિષ્ફળતા સદા રંગભરી અને બોધકારકજ છે " જે માણસ માત્ર સ્નેહ મેળવવા માટેજ મહેનત કરતો હોય છતાં નિષ્ફળ જાય, તો પણ તેને દિલાસો મળે ખરો કેમકે કોઇ ભૂંડા કામમા સ્નેહ મેળવી એ ભોગી બનવાથી છે પણ તેના કરતા રૂડા કામમા નિષ્ફળ

જાણુ એ માનવાળી અને વધારે માનવાળા વાત છે

સારા કામમાં પાછા પડવાના કરતાં તે પાર પાડવું એ વધારે સારૂ છે પણ કોઇ કામમાં તેનું પરિણામ કેવું આવશે તે ઉપર લક્ષ નહિ રાખતાં માત્ર કામનોજ ઉદ્દેશ રાખવો જોઇએ તેમાં જે મહેનત કરવી પડે હિંમતથી ગડયા રહેવું પડે, તે પર ધ્યાન દૃષ્ટિ રાખવી પડે છે "

" વિજય પરાજય વિષય નો, નથી આપણે હાથ,
પામર પ્રાણી માનવી, થવું વિજયને પાત્ર "

સંસાર વ્યવહારના કામમાં પાછળ જો ડહાપણ અને જોસથી મહેનત કરવામાં આવે, તો તેના રૂડાં ફળ નિપજ્યા વિના રહેતાં નથી એવો સુલક્ષણવંતો માણસ આગળ વધતો જાય છે તેનું પુરૂષત્વ અને સામર્થ્ય બહાર પડતું જાય છે, એટલુંજ નહિ પણ તેનો દાખલો લેઇને બીજા માણસો તે પ્રમાણે કરવા ઉશ્કેરાય છે અલબત્ત કંઇ સઘળા માણસોને સરખો દરજ્જે—સરખો લાભ મળતો નથી પણ સરાસરી પ્રત્યેક માણસ પોતપોતાના ગજા પ્રમાણે ઉંચી પદવીએ ચઢે છે એ નિશ્ચય છે દુનિયામાં એવા દાખલા મળવા દુર્લભ છે કે જેણે જીવન પર્યંત પરિશ્રમ કર્યોજ હોય તો પણ તે કંઇજ મેળવી શક્યો નહિ ! કોઇ પણ સારા કામનો બદલો સારોજ મળવો એ સ્વાભાવિક છે

કોઇ પણ કામ હાથમાં લઇને તે પારજ મૂકવું હોય તો તુચ્છ સાધનોથી સંસાર માંડવો જોઇએ સંસારમાં પડતાં શરૂઆતમાંજ દુર્બલ દશા હોય તો ખરેખર સારાં કામ કરવાને મન સદા જાગૃત રહે છે. પ્રતાપનું ચરિત્ર આ ઠેકાણે દાખલો લેવા યોગ્ય છે ૬

નિયમા આગળ વધીને જેને સારામાં ગણાતુ હોય, તેને તો નિર્બળતા ને નબળી બાબત જરૂરી છે. અમે તો તને એક ભાગ્ય દશાનુ ચિન્હ—એક અગત્યનુ સાધન સમજીએ છીએ."

કોઇ નમ્ર વસીલાગીરી ઉપગીઓ અહી મોટામા ખપે છે. કોઇ પોતાની બુદ્ધિના પ્રભાવથી ઉચ્ચ પદ પામે છે, અને કોઇ દૈવી અખત્યારીજ પાર પડે છે. પણ ઘણે ભાગે નિર્બળ માણસોજ ઉદય પામતા જોઇએ છીએ. ખરી શોભાની વાત એ છે કે ગમે તેવુ કામ આવો, પણ તેનો નકાર નહિ કરતાં હિંમતથી સામે પગલે જઇને તે હાથમા લેવુ.

દુનિયામા હમેશા એમજ બનતુ આવ્યુ છે કે દરેક માણસ સુધરતો જાય, અને આગળ વધતો જાય, તેનુ મૂળ કારણ મહેનત છે. આખા દેશનો અથવા પ્રજાનો સુધારો મહેનતનોજ રહેલો છે. પ્રયત્ન વિના કંઇ થતુ નથી. જો ઇચ્છાએ તે અનાયાસે વગર મહેનતે થઇ જાય તો ઠીક, એમ ઇચ્છવુ એજ ઘેલાઇ છે. કદાપિ એવુ બને કે ઇચ્છાએ તે તમામ તરત થઇ જાય, તો તેવો સમય ત્રાસદાયક અને મહાદુખદ જાણવો. કંઇપણ કામ, કંઇપણ સ્વાર્થ, કંઇ પણ પ્રયોજનજ નહીં એવી ભયંકર દુઃખદસ્થિતિ !! એવો વખત આવે ત્યારે જગતમા કેમ ચાલે ?! તેની કલ્પનાની પરિસીમા તો બંધાતી નથીજ ! પણ તેનો માર્ગ પણ અંધારી ખીણમા અગમ્ય છે !

પોતાના કોઇપણ એક કામમા જે માણસ પ્રથમ હાર ખાય છે, અને જાને પોચા મનનો મધ્યમ પુરુષ હોય છે, તો તે આગળ વધતો નથી. પોતે હાર ખાધી તેનો દોષ તે બીજા ઉપર મૂકે છે. આ પોતે દોષના બોજા વિનાનો હલકો થઇને બેવકૂફની ટોળીમા

[redacted]ખ્યાનો વધારો કરે છે। પોતે બેનસીબ છે, એમ માનવું, અથવા તો બેવકૂફ બનવું, એ એકજ ગફલતની વાત છે એવાઓ નસીબનો દોર કહાડીને જ્યાં ત્યાં પોતાના દુ:ખ રડે છે, પણ તેમણે સમજવું જોઇએ કે એમાં બીજા કોઇની કસૂર નથી, પણ પોતાની જ બેકાળજી ગેરહોશિયારી ઉડાઉપણું અને આળસ એજ નડ્યા છે એથીજ ધારેલે સ્થાનકે પહોંચાયું નહિ તેઓએ દુનિયાને માથે દોષ મૂકતા જરા વિચારવું જોઇએ કે ' સૂર્ય છાબડે ઢાંક્યો રહે નહિ " ગુણની કદર વેહેલી મોડી થાય, અને થાયજ

तारेकी जोनम चन्द्र छूपे नहि, सूर छुपे नाहि बादल छाया,
राड पडे रजपूत छुरे नहि, दाता छुरे नाहिं मागन आया,
चचल नारिको नेन छुपे नहि, प्रीत छुपे नहि पठ देखाया,
कवि गग कहे सुन शाह अकबर कर्म छुपे न भमूत लगाया

ખરૂં કહ્યા ક્યારે પણ કસોટીએ આવી કીંમતી ગણાય ગુણ હમેશા અંધારામા રહેતો નથી પ્રસંગ આવે ત્યારે જાહેરમા આવે છે–અજવાળામા આવે છે, પ્રકાશે છે ઝળકે છે "અમારો કોઇ ભાવ પૂછતું નથી " એમ કોઇ બોલે તો તે ઉપરથી તેનો તોલ થઇ શકે છે તેની શક્તિ તેનું કામ તેની ચચળાઇ ઘોર નિદ્રામા પડ્યા હોય, એવો ખાસ તેનું બોલવું સાંભળી કે હરકોઇને થયા વિના રહે નહિ વળી તે શમ્હોજ કેવા ભૂલા છે। બે કાળજીથી કામ કરે, અને ગુણને કેળવે નહિ, ત્યારે આવું બોલવાનો વખત આવે, એમાં દુનિયાનો શો દોષ? એ તો નિર્વિવાદ વાત છે કે બુદ્ધિને કેળવીને પરિપક્વ કરી નિયમમા આણી હોય તો દુનિયા આંધળી નથી, અન્યાયી નથી, અયોગ્ય

પૂર્ણતા ગણાય, તેટની અપૂર્ણતા તે કામમા એકાદ ગુણની ખામી હોવાથી રહે છે '

વળી એમ પણ અસુસ યાદ રાખવુ કે જે કામ કરવુ તે સપૂર્ણ અને ચોખ્ખેચોખ્ખુ કરવુ કામ થોડુ થાય તેની ફિકર નહિ પણ તે બરાબર રીતે બજાવવુ જોઇએ ગોબરૂ અને ભુલવાળુ કામ ઘણુજ બલકે દશ ગણુ કરવુ, તે ખરેખર ન કર્યા બરોબર છે એવુ કામ ફળ દયી તો નીવડતુજ નથી, પણ ઉલટુ એથી ઘણી વખત નુકશાનીના ખાડામા ઉતરવુ પડે છે જેને કામ પર જીવ નહિ, તેના સઘળા કામ ભૂલવાળા, અને નિંદિત હોય છે આવા માણુસો કામથી ઝટ મુક્ત થવાને રાજી હોય છે એટલે ગમે તેમ કરીને માથે પડેલુ કામ ગોટા વાળીને કાચુ પાકુ પુરૂ કરીને નિરાતે બેસવા કે હરવા ચાહના રાખે છે આથી તેનુ ઘણુ લક્ષ બહાર રોકાય છે સાર કામ કરવામા પૂર્ણ લક્ષની જરૂર છે તે વિના ગમે તે કામ ખામી ખાડ વાળુજ થાય, એ નિશક વાત છે

નવરાને મન વિસામોજ છે કાંઇ કામમા સપૂર્ણ મહેનતથી તનમન થાકી જાય, અને કામ પર કટાળો આવે, સારેજ વિસામો લેવાનો છે વિસામા પછી વિસામો નહિ, પણ મહેનત પછી વિસામો લવો જોઇએ થાકેલા તન મનને ફરી કામ પર મડવાને માટે વિસામો આપી જાગૃતિમા—સ્ફુરતીમા આણવાની જરૂર છે કામ વિના નિરાતે સુતેલા કે બેઠેલાન શરીર અકડાઈ જવાથી હરવા ફરવાની કે કામકાજ કરવાની ઇચ્છા થાય છે. તે વિના મનને ચેન પડતુ નથી હવે આ બેમા કયો રસ્તો ઉત્તમ? પ્રથમ આળસમા પડયા હી પછીથી કામની ઇચ્છા કરવી તે સારૂ ? કે પ્રથમ કામ

કરીને થાક્યા પછી વિશ્રામ લેવો એ સારૂ? થાક વિના વિશ્રામ શાનો? માટે પ્રથમ વિશ્રામ હોયજ નહિ પ્રથમ કામ અને થાક્યા પછી વિશ્રામ, એ વાસ્તવિક છે વાજબી રીતે થાકેલાને વિશ્રામ લેવાનો હક છે પણ થાક્યા વિના આળસુએ લીધેલો વિશ્રામ એ સ્વચ્છંદી મનથી વગર વિચારે એદીએ માની લીધેલી નીચ સુખત્યારી છે

પરસ્મુરણ નાની બાબતોવાળાં કામ તમે કેવી રીતે કરો છો તે ઉપરથી માણસો તમારી તોલ કરશે અને એટલા ઉપરથીજ લોકો તમારૂ સારૂ કે નઠારૂ બોલશે. અલબત બીજી બધી બાબતોમા તમે સદ્ગુણી હશો, સારા શક્તિમાન હશો, તેમજ ચાલચલગતમા પણ વખાણવા લાયક હશો, તો પણ તમારામા જો ગફલતનો અવગુણ હશે, તો કોઇ તમારો વિશ્વાસ કરશે નહિ, તમને કાંઈ પણ કામ સોંપતા તરત અચકાશે કેમકે તે જાણે છે કે તમે જે કરશો તે ભૂલવાળુજ હશે અથવા તે તમારેજ ફરી જોવુ પડે એવુ હશે અને જો એમ છે તો તમારા ઉપર સૌ ખીજવાશે, અને તમારે લીધે સૌને તસ્દી પડશે નુકસાન થશે, માટે થોડુ થાય તેની ફિકર નહિ, પણ જે કરવુ તે મધપુડાની માખીનો દાખલો લઇને ભૂલ રહિત ચોખ્ખેચોખ્ખુ અને જોતાજ પ્રસન્ન થાય એવુ કરવુ

કામનો કંઈ પણ ક્રમ ગોઠવણ અથવા નિયમ નહિ હોવાથી ઉગ્યાથી આથમ્યા સુધી અને રાત્રિએ પણ કોઇ માણસ માથાતોડ મહેનત કરે, તો પણ કામનો બોજો હલકો નહિ થતાં વધતોજ જાય તેમજ તન મનને મહા ખેદ ઉપજે, મુશ્કેલી નડે કામ કરવામા નિયમ એ અગત્યનું પ્રશંસનીય અને લાભદાયી લક્ષણ છે એથી

મ ઝડપથી અને સારી રીતે થાય છે કામ જેમ થતુ જાય છે તે
મ તે આનંદ આપતુ જાય છે 'તમારે ઘણા કામ કરવા હોય, અ
ને તે સઘળા ટુંકી વખતમા કરવા હોય તો એકજ કામ પાછળ એ
કી વખતે મંડી પડવુ" પણ એમ નહિ ધારવુ કે હવે આ કામ
અવકાશ મળશે, ત્યારે કરીશ આ ટેવ ઘણાં અધુરા કા
મ એકઠા થઈને મુશ્કેલીમા નાખનાર બોજારૂપે દેખાવ દે છે માટે
જે કામ જે વખતે હાથમા લીધુ, તે કામ ત્યારેજ કરવુ આજનુ
કામ આજેજ કરવુ મુલતવી રાખવુ નહિ. આજે કરવાનુ કામ
કાલ ઉપર મુલતવી રાખવાથી જે અનિવાર્ય માઠા પરિણામ બુદ્ધિસાગર
પણ આળસુ વિદ્વાન બેસિલને થયાં છે, તે જેમણે "મુલતવી રા-
ખવાના માઠા ફળ" એ ચોપડી વાંચી હશે તેમના જાણવામાંજ
હશે અગાધ બુદ્ધિ, સરળ સુગમતા, ઉચ્ચતર સહાયો અને પુષ્કળ
વખત મળવા છતા બેસિલ જેવા વિદ્વાને પોતાના અંગમાં મુલત-
વી રાખવાની ટેવને ઘર ઘાલીને વિશેષ વાસ કરવાનો અવકાશ
આપ્યો એથી ઉપરાઉપર એનાદુમ નુકશાનો તેની પાછળ આખી
જીંદગી સુધી લાગુજ રહ્યા અને એ મુલતવી રાખવાની બુડી ક
ટેવનુ કડુફળ માત્ર વારવા અનહદ 'પસ્તાવો'જ નિપજ્યુ પણ
એથી ઉલટુ યત્ન પર યત્ન અને તે પર યત્ન' ॥ અધરા પણ
અખંડમંત્ર મુલતવી રાખ્યા સિવાય અવિચ્છિન્નપણે જાણવામા આ
વે તો બેસિલનાજ મિત્ર ગરીબ બોનિની પેઠે તત્કાળ બોનિ કહે
વાવાનો વખત જાનેજ લાવી શકાય એ તત્પર થયેલા ગરીબ બો
નાનુ મુલતવી રાખનાર તેના મિત્ર બેસીલ પ્રતિ એક એક પ્રસંગે
જે નમ્ર બોલવુ થયુ હતુ, તે અહીં ટાંકવુ યોગ્ય ધારૂ છુ

મોર્નિએ કહ્યું કે "અમેરીકા આવવાને માટે હું નિકળ્યો તે પહેલાં અગર આજથી કોઇ પણ ભાગ્ય સૂચક બનાવ બન્યો હોય તો તે એ જ હતો કે તમારા જેવા સજ્જન પુરૂષ જે વહાણમાં હતા, તેજ વહાણમાં હું અત્રે આવવાને બેઠો જો તમે મને પ્રથમથીજ ઉપાડી લીધો (મદદ કરી) ન હોત તો હું હમેશાને માટે ગરીબ સ્થિતિમાંજ રહ્યો હોત, અને ઘણા વખત સુધી બીજા લોકોના ધિક્કારનું કારણ થઈ પડયો હોત, પણ તમારી એ મદદ પછી સર્વ ઠીક થયું ઈશ્વર તમારૂં ભલું કરે, કે મારા બે છોકરા મારી પાસેથી કોઈ લેવાગા નહોતા આવ્યા ત્યારે માટે બન્ને છોકરા મારી સાથે મહેનત કરવા લાગ્યા, અને મનથી કે તનથી કોઇ પણ રીતે છુટા પડયા સિવાય કામ કરતાજ ગયા. અમે જેટલા પૈસા કમાતા તેટલા પૈસા આ સુજ્ઞ સ્ત્રીને આપતા. અને પ્રથમ ઘણીજ કંજુસાઇથી ખર્ચ કરવા લાગ્યા અને પછી કોઇ તરેહનું વ્યસન કરવાના સોગન ખાધા. ડબ્લિનમાં એક કડીયા પાસે હું મજુરી કરતો હતો તેથી એ બાબત મને થોડી ઘણી માહિતી હતી જેટલું હું જાણતો હતો તેટલાનો ઘણો સારો ઉપયોગ કરવા લાગ્યો. અને તેથી કોઇ પણ બાબતમાં મને હરકત પડતી નહિ હું કામ કરવા લાગ્યો અને દિને દિવસે મને વધારે રોજ મળતો ગયો મારા બન્ને છોકરાઓનું પણ તેમજ બન્યું એક જણ લુહારનું થોડુંક કામ જાણતો હતો અને બીજો સુથારના ધંધામાં કાંઇક માહિતગાર થએલો હતો એક જણને કારખાનામાં પુષ્કળ કામ મળતું અને બીજાને ગોદીમાં વહાણનું કામ મળતું તેથી સવારથી તે સાંજે વહેલા કે મોડા અમે હમેશાં કામમાંજ રહેતા. આ પ્રમાણે અમે એક વર્ષ સુધી ચલાવ્યું. આ

ને વર્ષ આખરે માલુમ પડ્યું કે આ પ્રમાણે ગાળેલા રોજને લીધે હમારી સ્થિતિ ઘણી સારી થઇ હતી. ઘેર મારી બાઇ કદી સુસ્તીમાં બેસી રહેતી નહોતી જ્યારે તે નાની હતી, ત્યારે રાંધવાનું કામ શીખી હતી, અને તે તેને ભરોસાદાર થઇ હતું આ વિષયપર તેણે પોતાની ચતુરાઇ બતાવી સારી રોટીઓ વગેરે કરીને તે વેચવા લાગી ઘરાકો પુષ્કળ રોટીઓ માટે આવવા લાગ્યાં, અને તેથી રોટીની ખુબ ખપત થઇ. જ્યારે હું મુખ્ય કડીઓ (મીસ્ત્રી) થયો અને મારા તાબામાં થોડાક માણસો આવ્યાં ત્યારે મેં ઉધડ બાંધીને ઘર બાંધવા માંડ્યાં. એમ એક પછી એક ઘણા જણનાં ઘર બાંધ્યાં, ત્યારે મારે મારૂં પોતાનું ઘર બાંધવાનો વખત આવ્યો મારા માણસોની મદદથી મેં મારૂં ઘર બાંધ્યું. છોકરાઓ તેમના કામમાં પણ ઘણા પ્રવિણ થયા અને તેઓ ત્યારે સારા કપડા પહેરતા, નહ કોઇ પણ એમની ચોખ્ખાઇની અદેખાઇ કરતું નહિ. કારણકે તેઓએ પોતાની મહેનતથી ઉપાર્જિત કરીને તેમણે પહેર્યાં હતાં તેથી હું કહું છું કે હમે સારી સ્થિતિમાંથી વધારે સારી સ્થિતિમાં આવ્યા અને આખરે ઉત્કૃષ્ટ સ્થિતિમાં આવી પોહોંચ્યા. જો અમને કોઇ પૂછે કે તમે દુનિયામાં આવી સારી સ્થિતિએ શી રીતે ચડી શક્યા ? તો મારા ખરા અંતઃકરણથી એમજ કહેવાનું કે "અમે કોઇ પણ દિવસે સત્ય કામ કરીને બીજો દિવસ નકામો આવ્યો નથી તેમજ જે કામ અમે આજ કરી શકીએ, તે કામ કાલ સુધી મુલતવી રાખ્યું નથી."

જો પોતાનું કામ પૂરૂં ન કરવું હોય, સારૂં ન કરવું હોય, ને બગાડવું હોય, કે વચમાંથી અધુરૂં લટકાવવું હોય, તો તેનો સહેલો

સે ઉપાય એ છે કે તે કામ કરવાને બીજે તરફ લેવી નહિ, બીજા કોઇ ઉપર આધાર ગણશો, તો તે નિશ્ચય નહિજ થાય એમ દ્રઢ તા પૂર્વક સમજી રાખવુ પરંતુ જો એમ હોય કે ગમે તેમ થાય, પણ તમારૂ કામ સુંદર રીતે સંપૂર્ણ કરવુ છે ન રઝળાવવુ નથી, એવી તમને દ્રઢ અંતરાશા હોય, તો તેનો ઉપાય આ રહ્યો તમારી સમક્ષ! આવી જાઓ મેદાનમાં! નિરાશ કરનાર પર-આશાને ધિક્કારથી તત્કાળ દેશનિકાલ કરો અંતઃકરણમાંથી પારકી આશાનો જરાએ જરા અંકુર પણ દૂર કહાડો અને જે કામ તમે સુધારવાનું કહો છો તે તમારાજ બાહુબળના આધારે તમારાજ શિર પર મૂકો પછી જોઇ લ્યો, પરિણામ, તમારા એ કામનું!

જો તમને મૂળે પારકી આશા રાખવાની ટેવ પડી હોય પણ જો અત્યારે તમારા દિલમાંથી એ નીચ અધમતાનો અંશ તમે નાબુદ કર્યો હોય, તમારા કાંડાના કૌવતને આધારેજ તમારૂ કામ સુધારવા ધારતા હો, તો તમે એટલુ પણ લક્ષમાં રાખો કે તમારે તમારો સઘળો વખત કામમાંજ રોકવો જો તેમ ન થયું, અને તમારા મનને દુષ્ટ વલણ પકડવાનો કિંચિત્ પણ અવકાશ આપ્યો, તો પરિણામ તમારા એસ્આરામમાં આવશે મનનું વલણ કામની દિશા મૂકીને બીજો રસ્તો પકડશે માટે જો તમારે તમારૂ ભલું કરવુ હોય, અને સારૂજ કરવું હોય, તો તમારા કામકાજમાં-કાંઇ પણ અવકાશ આપ્યા શિવાય તમારા મનને મશગુલ રાખો અને જે કરવાનું હોય તે તરત હાથમાં લો

વળી બીજી પણ અડચણ તમારી ગફલતથી તમારા કામમાં આવશે જે કામ તમે પ્રથમ હાથમાં લીધું હોય, તે ત્વરાથી, દરના

થી, અને નિયમસર પૂરું કરો ના બીજા કામ એક પછી એક નજર પર ધસી આવશે આવે વખતે જો તમે કાચા મનના હશો તો તમે ગભરાઈ મુશ્કેલીમાં આવી પડશો અને કામના વધતા જતા ભરપૂર સામે તમે ટક્કર ઝીલી શકશો નહિ માટે પ્રથમથી જ તમારા કામમાં નિયમ, દૃઢતા અને ત્વરા એ નવું ખીલીઓ એવી સજડ મારજો કે તેથી તમારું તે કામ ધારેલે વખતે એટલે બીજા કામ આવી પડવા અગાઉ ધારેલી સુંદરતા સહિત પૂર્ણતાને પામી તમારા મનને આનંદ અને અપ્રતિમ પ્રેરણા આપે'

જે માણસ વખતની કીમત જાણે છે, તે પોતાના કામમાં ચિતાસી રાખવા અંતરાત્માને હમેશાં જાગૃતિમાં જ રાખશે એક ચિત્તે પોતાના કામ પાછળ જે મંડ્યો રહે છે તેને અનેક ફાયદા થાય છે, પણ એક મોટો ફાયદો થાય છે તે એ છે કે એવા માણસનું મન અવળે રસ્તે નહિ જતા ખેલાડીની પેઠે પોતાના કામના દોર ભણી જ જોતું રહે છે નિરુદ્યમી માણસનું નવરું મન અમે તે માર્ગમાં ફરે છે, અને પરિણામે દુર્ગુણની દુકાન બને છે કેમકે ખાલી પડેલા નવરા મગજમાં અનેક તરંગ, લહેરો અને વિવિધ લાલચો જેમ ખાલી પડેલી જગામાં—અવકાશમાં પવન ઘુસે છે, તેમ ખરાબ કૃત્યના દુષ્ટ વિચારોના મોટા ટોળા તેમાં આવી ભરાય છે

પૈસો મેળવવો હોય તો વખત બચાવવાથી—વખતનો ખરો ઉપયોગ કરવાથી આવી મળે છે જો એમ છે તો વખત એજ પૈસો છે, એમ માનીએ પણ ના, કિંતુ પૈસા કરતાં વખત વધારે કીમતી છે વિત્તવડે વખત મળતો નથી પણ

વખતવડે વિત્ત મળે છે. જો વખતને જરૂર સારે માર્ગે વાપર્યા હોય, તો આપણને કેળવણી મળે છે, સદ્વર્તન બંધાય છે, રોજ એક કલાકનો વખત નિરર્થક ગુમાવીએ, તે કરતાં તેજ કલાક રોજ ખડના સુધારા અર્થે ખર્ચ્યો હોય, તો આપણે ગમે તેવા અજ્ઞાની મૂર્ખ હોઈએ, તો પણ તે રીતથી થોડા વરસમાં આપણાથી ડહાપણદાર થવાશે "થોડે થોડે સંઘરતા પૈસાદાર થવાય" અખંડ નિયમે રોજ રોજ થોડો વખત પણ ઉપયોગમાં લઈએ, તો વર્ષ આખરે કરેલા પરિશ્રમનું ફળ અવશ્ય મળેજ

સુંદર વિચારો અને જ્ઞાન ફક્ત અથવા અનુભવનો જથ્થો જ્યાંથી મળે ત્યાંથી, જેટલો મળે તેટલો આપણા મગજમાં ભરીએ, તો તે જથ્થો નથી જગા રોકતો, નથી તેનો ભાર લાગતો, પણ જ્યાં જઈએ ત્યાં એક નિખાલસ નોકર જેવો અથવા તો જ્ઞાની સન્મિત્ર જેવો અંધારે કે અજવાળે, સુખમાં કે દુઃખમાં સદા પાસેનો પાસેજ રહે છે. વળી તે સુખ સંપત્તિમાં કે લક્ષ્મીમાં નથી ભાગ માગતો, કે નથી તેને રાખવાથી કંઈ ખર્ચ થતો. પણ જ્યારે જોઈએ ત્યારે આપણા લાભમાં નિરંતર મદદ આપતો ને ખરેખર કામધેનુનો વંશજ ભાસતો એ અનુભવજ આપણને જગતના ઉમદા લ્હાવો અવિચ્છિન્ન આપ્યાજ કરે છે ॥

વખતને કસરથી વાપરીએ તો પુષ્કળ અવકાશ મળે, ઉપરાંત કામનો બોજો નહિ હોવાથી કામ આપણને નહિ, પણ આપણેજ ઘણા કામને એક પછી એક એમ સપાટાબંધ ઉડાવી દઈશું એવી હિંમત હૃદયમાં વાસ કરે છે એથી ઉલટું વખતની ગણના નહિ ,

કરીએ, તેનો હિસાબ નહિ રાખીએ, અને અમે તેના ઉડાઉ માણસની પેઠે ચીંથરાં જેવી નજીવી બાબતોમાં તે મોજમઝામાં વખતને ઉડાવી દઈશું તો ઘણું કામ આપણે માથે ચડી જશે. અને તેથી આપણને ગભરાટ થશે, આપણું મગજ નબળું પડી જશે મુસીબતોનો ઘણો તેહકાર હારડો આપણા મગજમાં ચાલી પડશે અને એવે વખતે આ કામ કરું કે આ? એ બીનજરૂરી નિરર્થક મફતી આ વિચારો મુઝાયલા મગજને વધારે મુઝવશે. અત્યારે જાણવા નથી કે આપણે કેટલો ભાર ઉપાડી શકીએ તેવા છીએ આપણું લગીર જેટલું માથું—ચાનું—રોજનું કામ છે, તેનો ભાર પણ બરાબર ઉપાડી શકતું નથી તો હજુ વધારે કામનો બોજો શા માટે એકઠો થવા દેવો જોઈએ? તે સમજાતું નથી

કેટલાક ઉડાઉ માણસો પોતાનો પૈસો સઘળો ફુકી મૂકતા સુધી એ કેવી કીમતી વસ્તુ છે, તેનો વિચાર મનમાં લાવતા નથી અને 'મળે ત્યાં સુધી મીર, અને ન મળે ત્યારે ફકીર" પણ એમ જ જીંદગી પુરી થતાં સુધી ચાલ્યો જતો નિરર્થક વખત નજરે ચડતો નથી તેને વિચાર સરખો આવતો નથી પણ દિવામાનું દિવેલ ખુટતાં મરણાધીન થવાનો વખત આવે છે, ત્યારે ઉપરા ઉપર નિશ્વાસ મૂકીને કહે છે કે 'અરરે! જગતમાં જન્મીને કંઈજ કર્યું નહિ." આવે વખતે પસ્તાવું તે તો ખરેખર માત્ર પસ્તાવું, આગના ભડકા ચોમેરથી ઘરમાં ફરી વળ્યા પછી કુવો ખોદવા તૈયાર થવું એથી શું ફળ? કદાપિ રાચ રચીલાની થયેલી રાખ ખોળામાં લેઈને ડુબી મરવામાં એ કુવો કામ લાગે ખરો!

પુષ્કળ ધનવાન પણ ઉડાઉ અને પુષ્કળ આળસુ એ બે દુખ

જાણુઓ છો કેમકે તે જાને ઉડાઉ છે એ, લક્ષ્મીનો ઉડાઉ ને બીજો વખતનો ઉંટના ઉઠ ઉનાળા જાય ત્યાં સુધી બને ઘેનમાજર હે છે પોતાને પૈસો કેમ થય છ તેનો શી કીમત છે તેનું ભાન હોતુ નથી જે માડમાડ પૈસો મેળવે તેનેજ પૈસાની ખરી કીમત જાણવામાં આવે, પણ કાંકરાની પઠે ઉડાવનારને પૈસો કાંકરા બરોબરજ લાગે છે તેને ઉડાઉ ધનવાન દુનેયાના બધા લ્હાવો ભલે લે, પણ પૈસાની ખરી કીમત જાણવાનો અનુભવ અથવા પરસેવા ઉતાર મહેનતથી માડ માડ મેળવેલ દમડીની કીમત જાણવાનો અનુભવ મીઠો લ્હાવો એ અવસ્થામાં તે કદિ લઈ શકવાનો નહિ. તેમજ બીજાને વખતની દરેક ક્ષણ કેટલી ઉપયોગી છે તેની કીમત શું? એ જાણવાની ગમ હોયજ નહિ એટલે એ બન્ને બિચારા એ બાબતથી બેનસીબ રહેવાના સૌએ જાણવું જોઈએ કે પરસેવા ઉતાર મહેનતથી માડમાડ મેળવેલ દમડી ખરેખર અણીને વખતે અણચાલના ખરચવી પડે, ત્યારેજ તેની ખરી કીમત ખ્યાલમાં આવે તેમજ જેમની અપ્રતિમ મહેનતથી માડમાડ ફળ મેળવ્યું હોય તે ચાખતાજ—અનુભવતાજ વખતની દરેક ક્ષણ કેવી કીમતી છે તે જાણી શકાય

જો ધન ગયું તો ઉદ્યોગ વડે, જ્ઞાન ગયું તો અભ્યાસ વડે, તંદુરસ્તી બગડી તો ફરી પાળવાથી—દવા લેવાથી પાછી ઠેકાણે લાવી શકાય. પણ ગયેલો વખત તે તો ગમેતેવા કોટી ઉપાયે તે પાછો લાવી શકાતો નથી વખતની કીમત જો તમે જાણશો, અને વિચારશો તો તમને સમયપાલક થવાનું સૂઝશે અને પછી નિમેલું કામ નિમેલે વખતે કરવાની ટેવ પડશે એવા માણસોનો લોકોમાં વિશ્વાસ

બેસે છે એ ટેવથી સાવચેત અને ઇમાનદારી જણાય છે આપણે કોઈને મળવાનો કે એવોજ બીજો વાયદો આપ્યો હોય ને કરાર જે કરાર ન પાળે તે બેવચની અને વિશ્વાસઘાતી ઠરે, વખત પ્રમાણે વાયદો લેનાર માણસ આપણી રાહ જુએ, ને આપણે આપેલા કરાર પ્રમાણે ન ચાલીએ તો ખરેખર અન્યાયી ઠરીએ. એટલુંજ નહિ પણ વખતના ચોર ઠરીએ કરાર તૂટે એટલે શાખ જાય, અને બેઇમાની આવે. જેને વખતની કાળજી નથી, તેમને કામની કાળજી નથી કરાર તોડનાર બેઇમાન માણસને મોટા કામ સોંપાય નહિ

વખતની બેકાળજીવાળો માણસ ઘણું કરીને બીજાને હરકત કરતો થઈ પડે છે તેવા માણસો પોતાનું કામ નિમેલા વખત પછીજ તૈયાર કરી શકે છે જે માણસ પોતાના કામમા હમેશા પછવાડે પછવાડે ચાલે, તે પોતાના કામને પાર મેલવામા પણ નિમેલા વખતની પછવાડે એટલે મોડાજ સમજવા મોડા તે સદા મોડાજ એવા માણસો વિધાતાનો વાંક કહાડનાર અને દુનિયાને દોષ દેનાર બડબડ કરતાજ તેમના જેવા પાછળમતીઆ માણસોની ટોળીમા જઈ ભળે છે

ઉદ્યોગમા યુક્તિ એ અગત્યનો ગુણ છે જે ઉચ્ચ પ્રતિનો મુત્સદ્દી હશે, તેનામા ત્વરિત આત્મશક્તિ, અને ઊંડા સદ્વિચારોને પાર પાડવાની દ્રઢતા પણ હશે ઘણા માણસો ઉપર અમલ ચલાવનાર અથવા દેખરેખ રાખનાર માણસમાં મનુષ્ય પરીક્ષાનો ગુણ અવશ્ય જોઈએ એવો માણસ અણીને વખતે કદિ મૂંઝાતા શાન્તચિત્તે યુક્તિ પ્રયુક્તિ ખોળવા લાગશે અથવા તેમ નહિ તો આગળથી કલણ વાર દૂર રહી ધૈર્યથી સ્વચ્છ વિચારો મગજમા ગોઠવશે યાદ રાખ

છાતીના રણધીર પુરૂષો રણસંગ્રામના વરસતા અગ્નિમાં અને માર માર કરતા ગરજતા ગોળાઓ છતાં કીર્તિનો ગામર કોઠ ચણે છે તેમજ વેપારીઓ અનેક લાલચ-ડાકણોના હાથમાં નિર્વિઘ્ને, નિષ્કલંક પસાર થાય છે તેમને પણ તેવી ઉજ્જવળ કીર્તિ મળવી યથાર્થ છે. ધન્ય છે તેને કે જેના હાથમાં લાખો રૂપિઆનો ગાળ અને રોકડ ફેરવાય છે। એ મનુષ્ય પ્રાણીની શાખ છે એક આ ડંગીઓ આ ગોળાધંધામાં અને શાહુકાર બીજા ગોળાધંધામાં હોય છે, ત્યાં કેવો વિશ્વાસથી ધંધો ચાલે છે! પણ પાછે આમળાઓ સરખી હોતી નથી કેટલાક ફૂડ કરે અને દગાબાજીના પૂતળાં પણ પડ્યા છે પણ એવા કપટી ધંધાદારીઓ ઘણા થોડા હોય છે. એ કામ પૈસાદાર થવાના લોભથી કે જોર જુલમથી જર મેળવે, અને દિલગીરી ભરેલા દગાથી દોલતમંદ થાય એવાં કપટ કરે તેનું ચપટ થાય છે જોતાં જોતામાં તેનું વ્યવહારનાવ અને તેનું સરેગર તળીએ બેસે છે

જે માણસને પોતાની ઉચ્ચ સ્થિતિ હમેશા રાખવી હોય, અગર તો હલકી સ્થિતિમાંથી ઉચ્ચ સ્થિતિએ આવવું હોય, તો તેનો એકજ ઉપાય છે અને તેજ “અખંડ ઉદ્યોગ” છે તેની સાથે કરકસર, મિતાહાર અને નેકી જોઈએ જે માણસને પોતાની ચાલતી સ્થિતિ પસંદ ન હોય, તેમાં સંપૂર્ણ સંતોષ માનવો ન હોય તો તે ઉપર કહેલ વાસ્તવિક નિયમે ચાલવું સિવાય કોઈ રાજમાર્ગ જ નહિ. કોઈ સાધારણ કારીગર ધારે તો એ રસ્તે ગઈ પ્રતિષ્ઠા-ઇજ્જત આબરૂ મેળવીને પોતાની હાલત સુધારી શકે, અને જો મંડળમાં ઉપયોગી થઈ પડે ઇશ્વાદનો નિયમ કે ઇશ્વરની ગરજ

કંઈ એવી નથી, કે ગરીબ લોકો ગરીબજ રહે! હરકોઈ માણસ ચાહે તેવા થાઓ!

સઘળા માણસોએ હવે પછી આનવાના દિવસો માટે કંઈ ફિકર રાખવી ઘટે છે પાને અને પોતાનું શરીર આનવી કાલે કેવી સ્થિતિમાં હશે? તે માટે ફિકર રાખીને આજે બને તેટલો વખત ઉપયોગી સત્કાર્યમાં વાપરવાને બની શકે તેટલો પૈસો પેદા કરવાનો માર્ગ હમેશા ખોલ્લો રાખીને ખોટી લાલચોને હરાવી દઈને તેમાથી કંઈક પણ બચાવવાની ટેવ પાડવી

એક ભલા માણસે એક છોકરાને ખુશી થઈને પૂછ્યું "તું નાની મુદતમાં આવડી મોટી દુઃખ સ્થિતિમાંથી નીકળીને શી રીતે આ સ્થિતિમાં આવ્યો? હું તારે માટે આટલું બધું ધારતો નહિ." આ સાભળી પેલે છોકરે હસીને નમનતાઈથી ઉત્તર આપ્યો કે "મારી એ સ્થિતિથી મારા પિતા ઘણાજ કંટાળ્યા હતા, અને હવે હું સારો થઈશ એમ તેને જરાએ આશા નહોતી એક દિવસ હું ઘણો કનાક થયા પછી ઉઘતો હતો, તેવામાં મારે બાપે આવીને મને જગાડીને કહ્યું કે "ઓ, ઉઘણશી! તું કીડીની પાસે જા તેની રીતભાત અને ડહાપણ શીખ," આટલું કહીને તે ચાલતાજ થયા મને ઉઘમાંથી જગાડ્યો, તે બાબે મને પ્રથમ તો ઘણોજ ગુસ્સો આવ્યો પણ થોડીવાર પછી એમના બોલના અક્ષરે અક્ષરનો મે વિચાર કર્યો તુરતમાં એટલે સુધી મારા વિચારો આવી લાગ્યા કે મારી ચાલચલગત માટે મને ઘણોજ પસ્તાવો થયો, અને તે એવો સુખકર નિવડ્યો કે તેથી આપ મને અત્યારે જુઓ છો, તેવી સારી સ્થિતિમાં હું આવી શક્યો."

✻ ઠેકાણે ઠેકાણે જોવામાં આવે છે કે આળસુ માણસને દરિદ્રતાનું દુખ નડે છે પણ ઉદ્યોગી માણસ પોતાના વજ્ર-બાહુ-બળથી પૈસાદાર બને છે ખરે મધ્યાહ્ને સૂર્યના સખ્ત તાપથી ઉડી થયેલી લુના ભડકામાં-વીણી લીધેલ કપાસની ચોખાની રહેલ સાઠાંઓ કોદાળીથી જુદી કરનાર પરસેવાથી ભિંજાએલા કપડાવાળા સતત્ ઉદ્યોગી ખેડુતનો હાથ સોનાનો છે! ધન્ય છે! એવા ઉત્પાદક અને કષ્ટથી મહેનત કરનારને! અને પોતાનું કામ કરવામાં જેની સાધારણ શક્તિ હશે, પણ તે ઉદ્યોગી અને કસરીઓ હશે તો બીજા કરતાં તે પોતાનો સંસારવ્યવહાર રૂડી રીતે સ્વતંત્રપણે ચલાવશે!!

એ તો નક્કી છે કે ગમે તે કારીગર કે મજુર પોતાની મહેનતની કમાણી કાળજીથી વાપરે, અને તમામ નકામા ખર્ચ બંધ કરે, એવી રીતે કે જ્યારે કોઈપણ ચીજની ખસુસ જરૂર પડે, તે વિના ન જ ચાલે, ત્યારેજ તે વસ્તુ ખરીદે, તો તેને ઓશિયાળો બનનાર કહાડવો પડે નહિ પણ કમાણી જેટલુંજ કે તેથી વિશેષ ખર્ચ કરનાર ભલે ગમે તેટલું કમાતા હોય તોપણ તે જગતનો ઓશિયાળોજ રહેવાનો એ રીતે ઉદ્યોગીએ કસરીઆ પણ થવું જોઈએ

ખરે માર્ગે ધંધો કરવામાં આબરૂ ચાલી જતી નથી જમીન ખેડવાનો ઓજાર બનાવવાનો, લુગડાં વણવાનો કે પરચુરણ ધંધો ખરે માર્ગે કરતાં આબરૂદાર ગણાય બાજની રીતે મગજની મહેનત કે પરસેવો ઉતાર તનની મહેનત હોય, પણ ન્યાયને રસ્તે ચાલતા એ ગમ્તેમાં ખીં ાશ રહેલી છે હલકા ધંધામાંથી ઉંચે ચડેલાંને નીચું જોવાનું નથી પણ અડચણ કહાવી ઉંચે ચડ્યા બદલ ઉલટા ખુશી થવાનું છે ભલે પોતાનો રૂચનો ધંધા કરવો, પણ યાદ રાખવું કે "જુવાનીમાં

જાગરેલું વૃદ્ધાવસ્થામાં કામ લાગે" કદાપિ એમ બને કે એક જુવાન છોકરો દ્રવ્યનો વારસ થાય, તો તે મોજશોખ અને નિરાંત ચાહે, તે શોખના સુખથી તૃપ્ત થાય છે કેમકે જે જોઈએ તે તરત મળે, જેની ઇચ્છા થાય તે હાજરજ હોય, આથી તેને કોઇ વાતની તૃષ્ણા રહેતી નથી અને જેને તૃષ્ણા રહેતી નથી અને જેને તૃષ્ણા નથી, તેને શ્રમ નથી. આવો બનો છે એવું કે કેમે કર્યો દિવસ ખુટતો નથી ઉદ્યોગીને વખત લખાય તેમાં લાભ, આળસુને એ ગેરલાભ કેવો વિપરીત સમય ' કેવી વિપરીત દશા ! એવાને વખત બહુ ભારે નોકર લાગે છે નિતિ, ધર્મ, કર્મ, યોગ નિદ્રામાં ઘોરે છે. આવે વખતે ઉદ્યોગનો દશ નિકળી ગામનો હોય છે વિવેકી વાચનાર ! યુવાનદ ધનમદ, અધિકારમદ, એ ત્રણમાંનો કોઇ કમ ભાગ્યે જેને પ્રાપ્ત થયો હોય તે, તેનાથી જગતમાં અનેક રીતે ખત્તા ખાતા થઇ જાય છે, તો ત્રણેના એ કે ત્રણે સાથે મળે ત્યારે શું ન થાય? અવશ્ય એ થકી જગતમાં જે ઉત્પાત ન થાય તે થોડા પણ જો તેજ શ્રીમંતમાં સદ્બુદ્ધિ હશે, તો 'આળસ એ હીજડાનું વ્યસન છે" એમ તેને લાગશે અને ધનવાનની શું ફરજ છે, તેને માથે કેટલી જવાબદારી છે, તે તે બરાબર જાણશે, વિચારશે, અને ગરીબ કરતાં અમારે વધારે મજુરી કરવી જોઈએ, એમ તેને લાગશે.

આપણે ગમે તે કામ કરતા હોઈએ પણ જો તે કામજ રૂડું હોય તો તેમાં સ્તુતિની ઇચ્છા રાખવાની જરૂર નથી, કેમકે તે રૂડા કૃત્યજ તેની મેળે સ્તુતી ગજવશે માત્ર આપણે તો સારૂ ચિત્તથી પ્રમાણિકપણાથી ખરા રસને ભક્તિ ભાવે તેવાં કામો કર્યા કરવા અલબત તેવા કામમાં દુખરૂપી અંતરાય સાથે બાથ ભીડવી પડે છે, સ-

કરો સહન કરવાં પડે છે પણ દુખથી દગાઇ જઇ પાછા હઠે, અ-
ને વિપત્તિથી વાંકા વળી જઇ નિર્બલ બને એનાથી શું થવાનું છે?
પણ દુખને દળી ચૂરા કરનાર અથવા કનેક ક્ષ્ય વગર રહેવુંજ ન-
હિ. એમ બોલે છે, તે ધારેલું તે કરશે, પાછી પાની ભરશેજ નહિ

આપણો વિકટ રસ્તો અથવા આપણા કામમાં આડે આવતો
કોઇ અંતરાય બીજો માણસ ભલો થઇને આપણે માટે તજવીજ ક-
રીને સરળતા કરી આપે, તેથી શું ફળ? એ પારણાજ કેવી નમા-
લી છે? તેમજ મહેનતવડે પડને કેળવીએ નહિ, તો મેજપર ચ-
ચોના થોકડા ગોઠવેલા છે, તેથી શું ફળ? શિક્ષકના શિખવ્યાથી, અ
વા પોપટની પેઠે પઢી ગયાથી શું ફળ? મહેનતવડે પડને કેળ-
વ્યા સિવાય એ બધું ઝાંઝવાના પાણી જેવું, અથવા છાશઆ-
કળા જેવું અસબેજ સમજવું જન્મથીજ કેટલીક શક્તિઓ કની
હોય છે ખરી, પણ જો તેને ખરા દિલથી સાથે ભાવે ઉલટભેર
મહેનત કરી મેળવે, તો ઇશ્વર પ્રસન્ન થઇ, તે તેને આપે છે આ
ગ મહેનતને ઉત્કૃષ્ટ બુદ્ધિની કેળવણી અશક્ય નથી હદની અંગ મ-
હેનતની તંદુરસ્ત રહેવાય છે, જેમ અભ્યાસથી મન કેળવાય છે, તે-
મ મહેનતથી અંગ કેળવાય છે, દૃઢ થાય છે મહેનત કરવી પડે તે
ઠેકાણું ઉત્તમ છે તેમજ અવકાશના વખતમાં કાંઇ કરવાનું હોય,
અને તે કરી રહ્યા બાદ અવકાશ મળે, તે સ્થિત પણ ઉત્તમ છે ક-
સરથી કંટાળ્યા બાદ કસરત કરતાં કુદરતી ચમત્કારો દેખાય, આનંદ
મળે તનમન તંદુરસ્ત થાય, અને એથીજ નિદ્રા વિશ્રામનો લહાવો
પ્રાપ્ત થાય છે

ઉગતા ઝાડને જેમ વાળીએ તેમ વળે, મોટપણે બરડ થઇ

જાય, ઉછરતા જુવાનોએ મહેનતથી શરીરને ખુબ કસવુ જોઇએ બાળપણથી હાથપગનો બાંધો મહેનતવડે મજબુત થયો હોય, તે માણસ આગળ જતાં શું ન કરી શકે ? ' રોજ ઘસાતો પાવડુ લોઢુ ચળકાટ મારે છે ને પડી રહેલુ લોઢુ કાટથી ખવાય છે કસાયેલ શરીર તેજદાર અને બળવાન થાય છે અભ્યાસમા પણ સખ્ત મજુરી લાભકારક નિવડે છે બાળપણથી ઓજાર વાપરનારને માહિતી મળે છે કસરતથી હાથપગ સખ્ત થાય છે, સુખાકારી વધે છે એટલુજ નહિ પણ જે વસ્તુ પ્રથમ નજરે પડે, તે પર પોતાની શકિત વાપરવાની ટેવ પડે છે ;અજમાવી જોવાને ,હાથ ચળવળે છે "શ્રમ સર્વ વસ્તુને જીતે છે " જે અભ્યાસમા મહેનત કરે, તે ચાહે તે મેળવે કામકાજમા કે અભ્યાસમાં મનનો જુસ્સો એ મોટી વાત છે કામ હાથમા લીધા પછી તે તમને ઝ વકાવે ત્યાં સુધી તે કરવા તમે મંડયાજ રહેજો અને ત્યારે પણ આવેલ પ્રસંગોનો લાભ લેવા ચુકતુજ નહિ થોડી મીનીટની નવરાશ પણ નકામી જવા દેવી નહિ

'કારીગરની કારીગરીનો છેડો નથી, પણ મહેનતને છેડે કસબનો છેડો છે " અધ્યયન ઉપર એકીન રાખો 'શ્રમ વિના શ્રેષ્ઠાઇ નથી ' અને અધ્યયન વિના શ્રમનુ ફળ (બરાબર) પાકુ નથી શ્રમનો બદલો શ્રેષ્ઠ છે મહેનત એ બુદ્ધિને સુધારશે, ને વધારશે ભલે મધ્યમ શકિતવાળો હોય, પણ જો તે ખરે રસ્તે મહેનત કરવામા ખામી ન રાખે, તો તે વાચ્છિત ફળ મેળવે, હે વારો ! અભ્યાસ બળવાન પદાર્થ છે અલબત અમુક કામમા સાધનો ભલે સાધારણ હોય, પણ જો તેનો અસાધારણ ખંતથી ઉદ્યોગના મજબુત બંધ ઉપરા ઉપરી લીધા હોય તો બેડો પાર સમજવો મોટા કામ ધારવાથી

વિચારવાથી, કે ઇચ્છાથી થઇ જતાં નથી પણ અથાગ શ્રમથીજ થાય છે ન જોએલું ન અનુભવેલું હરકોઇ કામ ગમે તે માણસને પ્રથમ અઘરૂં જ લાગે પ્રથમ અઘરૂં ન લાગે એવું કામ તો કોઈક છેજ નહિ

સુજ્ઞ વાંચનારા આપણે જરા જોવું વિચારવું જોઇએ કે મોહક વક્તાના સરળતા, પ્રૌઢ વિચારોનો વિજળીક ચમત્કારો, આપણા પહેલા કડવી નાકામેદી આવ્યા છતાં પુન પ્રયત્નથી તેને ગોખવું પડ્યું હશે ! એ તો વાસ્તવિક છે કે કોઇએ કેટલું જ્ઞાન મેળવ્યું છે, તે તેના કામો ઉપરથી જણાય છે તે ઉપરથી તેની કદર થાય છે ઉપરચોટીઆ ચપટી ચપટી ઘણું જ્ઞાન કરતા ભલે એક પણ તે સંપૂર્ણ હોય, તો તે ઉપયોગી અને ઘણુંજ ઉપયોગી થઇ પડે છે એકી વખતે એકજ કામ સૌથી સારૂં થાય છે. ઘણાં કામ એક સાથે હાથમાં લઇ તેમાંથી થોડું થોડું કરતા કમકીવત આવીને આગળ વધવામાં અટકાવ થાય છે, ઘડીમાં આ લેવું, ને ઘડીમાં બીજું લવું, એથી સઘળાં કામ ઢંગધડા વગરના થાય છે મતલબને અનુસરીને જે વખતે જે કામ લેવું, તે વખતે તેજ કામમાં ચિત્ત પરોવવું ઝાઝું ન થાય તેની ચિન્તા નહિ, થોડું પણ જોઇને મન હરખાય, એવું પાકું કરવું કામ કરવાની ઇચ્છાનો ચોખ્ખો વિચાર જેના મગજમાં છે, તે તે કામ અવશ્ય સંપૂર્ણ કરશેજ, જે અભ્યાસ અમુક મતલબથી અને ખાસ હેતુથી કરવામાં આવે, તેજ લાભકારક છે અમુક વિષયનું સંપૂર્ણ જ્ઞાન હોય, તેજ જરૂરી વખતે કામમાં આણી શકાય છે વ્યવહારોપયોગી જ્ઞાન એ ચલણી નાણાં છે, અને તેથી તે પુસ્તકોમાં નહિ, પણ પડમાંજ રાખવું જોઇએ નહિ તો અણીને વખતે તે સંગ્રહનો ઉપયોગ કરી શકાતો નથી

ઘણા માણસોને સ્વસુધારણાની આતુર તૃષ્ણા હોય છે. પણ તેમાંથી લાભ પ્રાપ્તિ માટે ઘણા થોડાજ મહેનત કરનારા છે માણુ ફાડીએ તો માલ નીકળે જો તમારે તૃષ્ણા હોય, તો જેવી તૃષ્ણા હોય તેવીજ પડ મહેનત કરો જો તે તૃષ્ણાના પ્રમાણમાં મહેનત નહીં થાય તો તૃષ્ણા પણ પુરી નહીં થાય. મહેનત વિના તૃષ્ણા એ માત્ર તૃષ્ણાજ એવી તૃષ્ણા માત્ર મનનો એક રોગ છે તેમની રામબાણ દવા વગર પૈસે બિલકુલ સસ્તી તમારીજ પાસે, તમારાજ બાહુબળમાં છે જોઇએ તો વાપરો ને રોગથી મુક્ત થાઓ જેમ શરીર વાએ ઝલાઇ જાય છે—રહી જાય છે, અકડાઇ જાય છે, તેમ મન એ માત્ર ઇચ્છાઓથી ઘેરાઇ જાય છે અને પછીને ટેવાઇ જવાથી બનેછે એવું કે બિચારૂં મન માત્ર ઉપરા ઉપરી તૃષ્ણાઓના ઘેરાથી ઘેરાઇ જાય છે પછી ઘણા પછાડા મારે છે, પણ ક્યાંથી બેઠા થવાય? ઉપાય વિના ફી માત્ર ઇચ્છાઓના દબાણમાંથી!!

શરીરને હમેશાં કામમાજ લાવવું "કાટ કરતા ઘસારો સારો" કટાઇને નિર્માલ્ય થવા કરતા ઘસાઇને વધારે સારૂં થવું ઉત્તમ છે કોઇ માણસ કામ કરતા કરતાં ઘસાઇને, અને વધારે ઘસાઇને મરી ગયો હોય, એવો દાખલો જોયો નથી, સાંભળ્યો નથી વળી વખતોવખત વિસામો લેવાની ચાહના કરવી, એજ ખોટું છે મુઆ પછી તો જે અનંત કાળ છે, એ શું? વિસામોજ છે એ વિસામો થોડો છે? રે, ભાઇઓ! વિશ્રામને સદા વિસારો! જો તમે સદા કામમાજ જોડાઓ કામમાજ મશગુલ રહો, તો ધારો તે મેળવો, એવી નિયતા ઇશ્વરે આ જગતની રચના કરી છે, માટે હવે તમે ફાવે તેમ કરો, ને આહો તેવા થાઓ તમેજ તમારા સુખકાર છો!!

પણ સ્વભાવના સામર્થ્યથી દુઃખ ખુણે રાખી તેજોમય બને છે ગમે તેવી મોટી લાલચો આવીને તેના મ્હો આગળ ખડી થાય, તોપણ જો તેથી અવળાં નીચ કામ કરવાં પડતાં હોય, તથા તેથી ભ્રષ્ટ થવાતું હોય તો તેવી લાલચો સામું તે ધિક્કારની નજરે પણ જોવાતો નહીં

ગમે તે ધંધો કરનાર માણસ જો તે પોતેજ ખબરદાર હશે, તે તે સમયાનુસાર આવશે પોતાના ધંધામાં નવી નવી સુધારેલી યુક્તિઓ દાખલ કરશે, અને એજ મહાવરાથી તે વધારે પાકો થશે હરકોઇ કામ સંપૂર્ણ તનમન ધારીને [illegible] કરશે, એજ રસ્તે પોતાની શક્તિને વધારશે, અને પોતાને માટે તથા દેશને માટે વિશેષ શ્રમ કરતો હરતો આનંદની પરિસીમા પામશે જે માણસ ઉંચે ચઢવા મહેનત કરે; સ્થિતિ સુધારવા કોશિશ કરે, એથી વિશેષ શોભાની વાત બીજી કઇ છે?

બહુધા આપણા વધવાનો આધાર જ્ઞાન ઉપર નથી પણ ઝીણી ઝીણી સોયના નાકા જેવડી બાબતોમાં મન પરોવી ખબ ડોકી ઘડવું જોઇએ તેમાં સુટેવોનો સંગ્રહ જોઇએ. સુટેવોને ન કેળવવાથી પોતાના કામમાં માર ખાઇએ, અને પછી નસીબનો વાંક કાઢી રડીએ, અને બીજાને ધિક્કાર ભાવના ભમીએ, એ સાંકડા મનની નિશાની છે, એમ જાણવું

કેવળ ગમત અને મોજમજાથી બુદ્ધિમાં વિકાર થાય છે તેવી જાતની ચોપડીઓ વાંચવાથી ભ્રષ્ટ થવાય છે, દુઃખદ વાત એ છે કે ભણ થયેલા શોખને લાવતી ચીજો હમણાં ઉત્પન્ન થાય છે ને ઉશ્કેરાઈ [illegible] થાય, એવી માલ વિનાની ચોપડીઓ વાંચવાની હાલ લોકોમાં ઘેલચ્છા થ

છે એથી તેવી બિમત્મ ઠઠા મશ્કરી । અને ગમત રમતની ચો-
ઓ વધારે થાય છે ભાઇઓ । કમેના ગમત રમત ચાલે નહિ
વખત તેનોજ ઉડાવાય તેમ નથી ગમત અલત શ્રમ કર્યા
બાદ વિશ્રામ લેવાને સારા પ્રકારની ચોપડી મા વાચના ની બુદ્ધિને
ઉચ્ચ પ્રતિનો આનંદ આપે છે તો પણુ ખઈ પીને તેના તરફજ
મંડ્યા રહેવું ન જોઇએ તેમાજ લક્ષ રાખવાથી પર્યંતે ગેરલાભ
છે માફકસર ગમતથી ફાયદો, પણ હદથી જ્યારે ગમત કરવાથી ઉ-
લટો ગેરફાયદા છે

યાદ રાખવુ કે જુવાનીમા જે ભૂલચુક, જે ગફલત કરીએ, તે
આખી જીંદગીમા નડે છે જુવાનીમા બહેકેલો કરનાર મોઢા બડાવા
જો ગણાય છે અલબત પવિત્ર રહેવાની મરજી છતા રહેવાતુ નથી
આથી બચવાનો સરળ ઉપાય એજ છે કે મનમાથી દુવાસા કાઢી
ખવી અને ઉત્સાહથી સ્વધર્મને રસ્તે ઉપયોગી કામ પાછળ આ-
હી યતુ ગમે તેવો બુદ્ધિમાન છતા જુવાનીમા મનની લગામ ક-
બજે ન રાખે તો તેનાથી કઇ સુકૃત થઇ શકતુ નથી, મનની વા-
ત મનમાજ રહે છે જેઓને એમ બને છ, તેઓને ખરેખર દુ ખી
અને કંગાળ સમજવા ઘરડપણમાં તેઓ એક દમલા જેવા બનીને
જુવાનીમા માણેલો એશઆરામનો વખત યાદ લાવીને રડે છે, અ
ને છવટે આ દુનિયામાથી કમાળ હાલતેજ આવ્યો તેવો હાયવોય
કરતો ચાલ્યો જાય છે. કેટલાક લોકો એવી બુમ મારે છે કે દુનિયા
મા બધાને સરખુ ફાવે તેવુ કામ મળતુ નથી પણ એ બોલવુ ત
દન ખોટુ છે માણસો ગમે તે વિષય ઉપર સ્થિર ચિત્તે મંડી પડે,
તો જે તેનુ નસીબ તેનીજ મૂઠીમા છે, તે અવસ્ય સુધારીને દુ ખના

દિવસો દૂર કરે, અને આશા ઉમગે વિશ્રામો લે. અને ખરેખર પોતાની જીંદગીને ઉમદા અને સફળ કરે !

માનવુ અને સમજવુ ઘણુ કઠણ છે, તો પણ જો માનવામાં ને સમજવામાં આવે, તો ઈંદ્રિય ભોગ વિલાસને જે સૌથી સરસ વસ્તુ ગણવામાં આવે છે, તે કરતાં, દ્રવ્ય કરતાં, તદુરસ્તી કરતા પણુ ચઢે, એવી વસ્તુ એક છે તે એ કે જ્ઞાન સપાદન કરવા માટે તન મનથી મડવુ યાદ રાખવુ કે કામ પાછળ મડવામા જુસ્સો અને દ્રઢતાની ખામી હોવાથી બળવાન બુધ્ધિ હોય તે પણ ધુળ મળે છે ખરા મહિમા ખપતું હોય તો સુખચેન છોડી દો, ને પુરૂષ પ્રયત્ન કરો સહેલો રસ્તો છોડી દ્યો ને અઘરો પકડો સારી સ્થિતિ કે સ્નેહ મેળવવી હોય તો મુશીબતો વેઠો ઠોકરો ખવાય તેમ અનુભવ વધે.

જય પામી ઉલ્લાસથી આગળ વધતુ જવાય તે કરતાં ધારેલી મુરાદમા નિષ્ફળ જવાય, તો પણ જે માણસ પુનઃ પ્રયત્નથી ઓકચ્યો જ રહે, તેનુ કામ સારૂ થવાની વધારે વકી છે કોઈ કામમા પાર પડવા કરતા નિષ્ફળ જવાય, તો ડહાપણુ વધારે આવે આમ કરવાથી ન ફાવ્યા તો કેમ કરવાથી ફાવીશુ ! આ સવાલ, ઉઠવાથી ગન આગળ જવાનો માગ ખોળે છે "જે ચુકે નહિ તેને નવી વાત જડે નહિ" અને "નિષ્ફળ પ્રયોગના જ્ઞાનથી કામે સફળ થાય છે" મેરૂ જેવી મુસીબત ખસેડતા મુશ્કેલી પડે, પણુ એ મુસીબત ખસે એટલે નવીન શોધ હાથ લાગે જે માણુસ પોતે અંદરથી કીંમતદાર છે, એમ પોતાને લાગે, તેણે લોકોની વિરૂધ્ધ ટીકાની બીક રાખવી નહિ તેની સાથે સ્નેહીના અઘટિત સ્તુતીવાચક વાક્યોથી સા

વધુ રહેલું જય કરતાં પરાજયમાં સેનાપતિ કસોટી ઉપર ચડે છે ગાર બાધા વિના મોરો બનતો નથી ગમગીનીમાં ઓરહતાર કરી નાખે, એવી જબરદસ્ત મુસીબતોની સામે બાથ ભીડવાથી બુદ્ધિ સ પુષ્ટ થાય છે" એ હૃદયમાં નોંધી રાખવું જોઈએ

કુશળ નાવિક સમુદ્રનાં વાવાઝોડાં અને તોફાન વખતેજ ઉત્તમ અનુભવ મેળવે, પોતાના પડ ઉપર ભરોસો રાખતા શીખે, હિંમત વધે ઉત્કૃષ્ટ શિક્ષણ મળે, જ્યારે કોઈ કામમાં વિપત્તિ આવી પડવાની હોય, ત્યારે તેનાથી ડરીને પાછા પગલા ભરવાં પડે, એ સ્વાભાવિક છે, ખરૂ પણ વિપત્તિ જ્યારે માથે આવી પડે, ત્યારે ખરા મર્દને બહાદુરીથી તેની સામે બાથ ભીડવીજ જોઈએ એ તો ખાસ જ છે કે સ્વર્ગ નિસરણી ચડવી સહેલી નથી પગથીએ પગથીએ દુઃસહ સંકટ સહન કરે, તેને સ્વર્ગસુખ સાંપડે. આપણે ક્યાં નથી જાણતા કે "કુમારીકા સ્નાન કરાવતા રહશે પણ પાછળથી તેમાં હીરા મોતીના થાટ ઠરાવતા તેજ હસશે" ડુંગરના ડુંગર ધસી આવતા હોય, એવી મધ્ય દરિયાની જ અંદર મોજામાં છાતી ઠેકાણે રાખી તે—વાનુસનું વહાણ મળી જાય, એવા દરિયાઈ પ્રાણીઓનો ભય પણ ન લેખવીને "કાંતો દેહ પાતયામિ, કાંતો અર્થમ્ સાધયામિ" નો મંત્ર ભણીને, ખાપણું ખગલમાંજ લઈને જે નાવિકો ઉપરા ઉપર ડુબકીઓ મારે છે, એ કેવી ઉગ્રતૃષ્ણા! કેવો ભગીરથ પ્રયત્ન! કેવી મહાભારત મુશ્કેલીઓ! અને કેવા એ ગાભાના ફરેલ માનવીઓ!! એવો પ્રયત્ન શા માટે ફળદાયક ન નિવડે?' શા માટે તેનું ફળ નાનું કે કાચું પોચું હોય! અને શા માટે તે ધનના મોટા મોટા ડુંગરના ધણી થઈ ન પડે? જો ઇચ્છાની હદ ન રાખો તો મહેનતની હદ

પણ ન રાખો! અનહદ મહેનત ઇચ્છિત ફળ આપે છે!

સંસારનો રણસંગ્રામ બહુ વિકટ છે. ઘણી વખત સામે મ્હોંએ ડુંગર ઉપર ચઢતાં ચઢતાં લડવું પડે છે! કેમકે રણજંગ મચ્યા વિના જીત મેળવવી તે જીત શાની? અને જય શો? જો સંકટ રૂપી શત્રુ સાથે લડવું ન પડત તો લડાઇ કયાં? અને ફતેહ શાની? કાંઇ કામમાં પ્રયત્ન કરવો ન પડયો તો પ્રાપ્ત, પ્રાપ્તિ અને પરાક્રમ કંઇ છેજ નહિ." રણમાં દુઃખરૂપ ઘાવ પડે, તેને નહિ ગણકારતાં પ્રફુલ્લિત મનથી સામે પગલે ચાલવું, તે અડગ સિપાઇ બચ્ચાનું—ખરા મર્દનું કામ છે. કોઇ માણસ વિપત્તિનો ઇતિહાસ લખવા બેસે, તો જેણે જેણે મોટાં અને સારાં કામો કર્યાં છે, તેનો ઇતિહાસ લખવો પડે.

કોઇ જુવાન માણસને તેના કામમાં સલાહ, શિખામણ કે ઉત્તેજન આપી, પીઠ થાબડનાર ન હોય, મહેનત મજુરીમાં ગરકાવ હોય, જ્ઞાની કે બીજી સમજણની તંગાશ હોય, તો પણ જુવાન માણસ પોતાનું ધાર્યું કામ પૂરું ન થવાથી બ્હાનું કહાડે, તો તે ખોટું છે એટલુંજ નહિ પણ મોટી ઉમરે પહોંચ્યા પછી પણ પોતાને ધારેલ સ્થળે પહોંચવાને રસ્તામાં ગમે તેવા અંતરાય નડતા હોય તો પણ એવા બહાના બાજુથી મજુરીજ નહિ. અમે કબુલ કરીએ છીએ કે જુવાન માણસથી જેટલું થાય તેટલું ઉમરે પહોંચ્યા પછી પહેલ વહેલું નવે રસ્તે ચાલી શકાશે નહિ, પણ તેની ફિકર નહિ. કીડીને વેગે પણ અખંડ મુસાફરી કરનાર કયારેક પણ પહોંચી શકે ખરો! ઉમરે વૃદ્ધ થયા પછી પણ કઠિન પરભાષા શિખવા માટે ઝનુનથી યત્ન કરી પાર પડેલા ઘણા દાખલા મળી

આવે તેમ છે, પણ અફસોસ! આપણા હિંદમાંથી એવા રત્નોની પાત્ર દાખલા મળવા મુશ્કેલ છે કદાપિ ભાઈ હીરા જેમ પાક્યો હશે, પણ તે અંધારામાંજ પડી રહ્યો હશે મને જણાવતા આનંદ ઉપજે છે કે જુનાગઢવાસી ભાઈ હીરજી મીઠા ભણસાળી પોતાની કંગાલિયત સ્થિતિ સામે અડતાલિશ વર્ષની પાકી વયે ખુબ ટોકીને અથઅથા આવી ગયા છે, અને પોતાને ધારેલે સ્થળે જવાને બકરીની પેઠે ધિક મારીને આગળ ઝંપવા જવા ઇંતેજાર હોઇ, મુસીબત ભરેલી ઘણીજ હલકી મજુરી કરીને ઉદર ભરણું કરતા ઉપરાંત અંગ્રેજી હાઇસ્કૂલમાં ચાર પાંચ વર્ષ થયાં એકડેએકથી આરંભ કરી અત્યારે મુસીબતો છતાં નિર્વિઘ્ન ધારેલે માર્ગ ચાલ્યા જાય છે હું એમની ફતેહ ઇચ્છું છું, અને આશા રાખું છું કે એમણે જે દ્રઢતાથી માર્ગ પકડ્યો છે, તેજ દ્રઢતા કાયમ રાખીને—એટલુંજ નહિ પણ "હું જગતને ઉમદા દાખલા આપીશ" એ પોતાનું પ્રશસનીય વાક્ય જગત્‌ને સત્ય કરી દેખાડશે! આટલું છતાં મારૂં મન એમની એક કુટેવ જોઇને ખેદ પામ્યા વગર રહેતું નથી એઓને ગમે તે સાધારણ માણસ વાત કરનાર મળે તો વાતમાંને વાતમાં કલાકના કલાક ચાલ્યા જાય, તો પણ પોતે શું કરવા ધાર્યું છે? પોતે કેવો વિકટ અને દુર્લભ સંકટવાળો માર્ગ પકડ્યો છે? તે એવે વખતે ખ્યાલમાંથી જતું રહે છે એટલે એઓ પોતાનો ચાલ્યો જતો વખત નિરર્થક સાધારણ વાતોમાં ચાલ્યોજ જવા દે છે એમણે વખતની કીમત બીજા સઘળા કરતાં બહુજ મોંઘી ગણવી જોઇએ એમની માત્ર આ એક કુટેવથી ભય રહે છે કે—ન કરે નારાયણ ને જો તેઓ લથડ્યા, તો તેની પાછળ ઉમતો દાખલો

જોઇને જનારાનો બિચારા ચગદાઇજ મરવાના! એટલુજ નહિ પણ પછી મને એવું કે "નહિ ઘરના કે નહિ પરના!" માટે મને આશા છે કે, મારા આ લખવાનો ઉપયોગી હેડો બાવાઓ તેઓ હૃદયમાં સજ્જડ ઠસાવશે. અને અત્યારે જે જગત્ તેમને આધરો રસ્તો પાડી જતા જુએ છે તે પરિણામે તેમની મહેનતનું મીઠું ફળ અનુભવતા જુએ! અને ઉકરડાંઇને નવે રસ્તે જવા અખંડ પ્રયત્ન આદરે! એવું કરવાને બાઇ હીરજી પોતાની કુટેવ તજવા, અને નામનું નીર રાખી ખરૂં હીર જાહેરમાં લાવવા પ્રયત્ન અને વિશેષ પ્રયત્ન કરશે, તો એ રૂડી વાત જાણીને અને જોઇને હું ખુશી થઇશ!

"કર્ણ મહાવીરનું પ્રખ્યાત નામ બહુનાથી અજાણ્યું નથી. તેની પૃથા (કુંતી) નામે માતાએ કોઇ કારણથી તેનો જન્મ થતાંજ તેને પેટીમાં સુવારી નદીમાં તરતો મુકી દીધો. સત્યકર્માના પુત્ર અધિરથ નામના મનુષ્યના હાથમાં તે પેટી આવી, તેને ઉઘાડી જોતાં તેમાં બાળક દીઠું. તે તેણે પોતાની રાધા નામની સ્ત્રીને આપ્યું, તેણે તેને વસુષેણ એવું નામ આપી ઉછેર્યો. પરંતુ અજ્ઞાન માતપિતાનું બાળક, તેથી તે સમયની રીતિ પ્રમાણે સંસ્કાર થઇ વિદ્યાભ્યાસાદી થવું કઠિન હતું. કર્ણે વયમાં વધતાં તેણે જોયું કે સ્વાશ્રય વિના સમુન્નતિ સારૂ અન્ય ઉપાય નથી. તે ખરેખરો અનાથ નિરાધાર હતો. તે છતાં પણ તેણે દૃઢ નિશ્ચય કર્યો કે ઊંચી ઇચ્છા રાખી સમુન્નતિ સારૂ સ્વાશ્રય અને સ્વપ્રયત્નદ્વારા સંવર્ધમાન થવાજ. હસ્તિનાપૂરમાં રાજપુત્રો વિદ્યાભ્યાસ કરતા હતા, એટલુંજ નહિ પણ અનેક દેશથી વિદ્યાર્થીઓ ત્યાં વિદ્યાભ્યાસ કરવા આવતા હતા. હાલ રાજકોટ, જયપુરાદિ સ્થળોએ રાજકુમાર પાઠશાળાઓ છે, તેવા પ્રકારની પુર્વે રાજપુત્રો સારૂ

પાઠશાળાઓ હતી, તેમા તે વેળા તે મુખ્ય હતી તેમા કર્ણની પાલક
માતાનો રાધેય નામે પુત્ર પણ અભ્યાસ કરવા જતો તેની સાથે ક-
ર્ણ પણ જાય, ત્યા કર્ણે એવા ઉદ્યોગ અને પ્રયત્નથી અભ્યાસ આદ-
ર્યો કે મહારાજાના વંશના દુર્યોધનાદી તથા અર્જુનાદીના સમાન વિ-
દ્યાભ્યાસમા ગણાવા લાગ્યો ધનુર્વિદ્યાની કોઈ કાંઈ અસાધારણ કુ-
તિમા તો અગ્રણી અર્જુન કરતા પણ કર્ણ અધિક દેખાયો તેથી અર્જુન
ઉપર ઈર્ષા રાખનાર દુર્યોધનની તેના ઉપર પ્રીતી થવા માંડી, અને
પરસ્પરમા મમતા વધી સ્નેહ થવા લાગ્યો

'विद्याराजसुपूजिता नहि धन' રાજાઓના વિદ્યા પુજાય
છે ધન નહિ કર્ણનામા વિદ્યાભ્યાસથી એટલી બધી શક્તિ વધી કે
તેના પરાક્રમે તેને રાજ્યાધિકાર અપાવી આપ્યો દુર્યોધને તેને અંગદે-
શનો અધિપતિ કર્યો માતા પિતા વિનાનો એક નિરાધાર કર્ણે તેણે
સ્વાશ્રયથી એવુ મહત્ પદ મેળવ્યુ તોપણ તેનામાંની સુવર્ધમાન વૃ-
ત્તિ વિરામી નહિ તે જેવો શક્તિ સંપાદન કરવામા શૂર હતો, તે
વોજ તે પાત્ર દેખે ત્યાં સર્વસ્વ અર્પણ કરવામાં પણ શૂર હતો વિ-
કાનુ તો એવુ હેને વ્યસન કે અવધી ! તે વખતે વિદ્યાઓમા પર-
શુરામ સર્વોત્કૃષ્ટ ગણાતા હતા, સર્વ સુખ છોડી કર્ણ એક સામાન્ય
વિદ્યાર્થિ રૂપે પરશુરામ પાસે વિદ્યા વધારવા ગયો ત્યા પુણ
ગુરુ ભક્તિથી સેવા કરી પરિપુર્ણ વિદ્યા સંપાદન કરી વચ્ચે અનેક
સંકટો અને વિક્ષેપ નડતા, પણ તેથી નિરાશ થઈ વિરામ ન પામ-
તા સદા વર્ધમાન રહ્યો. અંતે દુર્યોધન જેવા ચક્રવર્તી મહારાજના
રાજ્યનો એક વિશ્વાસુ મંત્રી થઈ પડ્યો અને મહાભારતના યુદ્ધમા મ-
હારથી ભીષ્મ, દ્રોણ સમાન મહારથી થઈ ઘણુ પરાક્રમો કર્યા નર્યું

અક્ષય કીર્તિ સમ્પાદન કરી છે અદ્યાપિ પર્યંત પણ તેનું નામ બહુ સૂખમાંથી સાંગ પ્રસંગે સાંભળવામાં આવે છે તે મહા દાનવિર હતો, પ્રાતઃકાળમાં લોકો એમ કહે છે કે રાજા કર્ણની વેળા છે એ કેટલાક એજ કર્ણનું સ્મરણ મળે છે કર્ણમાં બીજા પણ ઉત્તમ ગુણ બહુ હતા. એકનિષ્ઠા, સ્નેહસાર સર્વસ્વ અર્પણ, વિશ્વાસ સાર સ્વાર્પણ, ધર્મમાં દ્રઢતા ઇત્યાદિ"

ઘણા જુવાન વિદ્યાર્થીઓ પાસેથી સાંભળીએ છીએ કે હવે તો અમારે ભણવાનો વખત વહી ગયો હવે અમારાથી ભણાય નહિ. હવે તો નોકરી કરીશું ! હાય ! આ કેવી આંધળી વાત ! નોકરી સિવાય કોઈ વાતજ કરતું નથી. કોણ જાણે નોકરીમાં શું એ ઝવેર દીઠું છે ! અરે ! ઘણાએ જુએ છે, પણ પતંગીયાની પેઠે આંખો મીંચીને ખાબકે છે ! જ્યારે જુએ છે કે ઉંચી નોકરી સિવાય બાકીની તમામ સાધારણ નોકરી "સુખે રહેવું ને ભૂખે મરવું" એજ ધોરણ પર ચાલી રહેલી છે અરે ! તે પણ સુખ શાનું? પરાધીન નોકરીમાં સ્વતંત્ર ધંધા કરતાં વિશેષ સુખ કોણે ન ખ્યું ?

ભલે ઉત્તમ શિક્ષક હોય તો પણ "શાળાના શિક્ષક પાસેથી ઉંચી જાતની કેળવણી મળતી નથી પણ પાછી ઉમરે પડનાર અહથી સ્વસુધારણા વડે ઉત્કૃષ્ટ કેળવણી લઈએ છીએ આ વિચાર માબાપોએ ધ્યાનમાં રાખવો જોઇએ. છોકરાની શક્તિ બળાત્કારે ખિલવવા ઉતાવળા થવું નહિ ધિરજથી જોવું, ને છોકરાને સત્સંગમાં રાખવા, ને શાંત કેળવણી મળે તેમ કરવું પરિણામ પરમેશ્વરના હાથમાં સોંપવું છોકરાને અંગ કસરતની તજવીજ રાખવી જેથી તંદુરસ્તી રહેશે. પોતે ભણતા જાય, કેળવાતા જાય, એવી ર

રને ચઢાવવા ને સભાજાથી આગ્રહ અને અખંડ ઉદ્યોગના ગુણ-બીજ તેનામાં માલ હશે, તેજ બીજ તેના દિલમાં મા બાપે રોપ્યા હશે તેજ બીજ મોટા પણે ઉગી નીકળીને તેને ઝળકાવશે

કોઈ પણ ઉપયોગી કામ કરવાનું કહી બતાવવું એ બસ નથી પણ કરી બતાવવું જોઈએ, જે કામ કરવું હોય તે જાતે જઈને કરશો તોજ થશે મોઢે લવારો કર્યાથી કંઈ ફળ નથી લવારામાં ને વાતો કરવામાં હોશીઆર કહેવાયો તેમાં શું વળ્યું? જે માણસ સુંદર સુભાષિત વાક્યોથી વાતો કરે છે, અથવા ઉચ્ચ વિચારો બાંધે છે તે લોક કલ્યાણકારી નર નથી પણ જે એવા ઉમદા કામ કરે છે કે તે કામોજ જાણે હમેશા બોલતું બોલતું થઈ રહ્યા હોય, તેવા કામ કરનારને પરોપકારી પુરૂષ સમજવો

"વિરનું દ્રષ્ટાંત બાયલાને બહાદુર બનાવે છે"

"કાગા ગાથાનો માનવી ધારે તે કરી શકે"

ઉમદા દાખલા જો, જાણવા, વિચારવાથી ઉત્સાહે કામ કરવાની ટેવ પડે છે આનંદવૃત્તિથી કામ કરવાની ટેવ રાખી હોય, તો ગભરાઈ જડ થઈ ન જતા નાઉમેદી તેની પાસેથી જતી રહે છે અને આડ અડચણોથી દબાતા નથી, કેમકે આશા અને ઉત્સાહ રહેલા હોય છે એથી મનોવૃત્તિ સુખદ થાય છે ને મળેલી તકનો લાભજ લેવાય છે પોતાનું કામ અસર કરે એવું ઉમદા થયું હોય, તો તે આનંદવૃત્તિથી કર્યું છે એમ સમજવું કામ સારૂં જ થશે, એવી આશાથી કામ કરતા રહીને ખુશ રહેવું એ ઉત્તમ વાત છે

સારાં કામનો આરંભ કરવા રૂડી તક કદિ જવા દેવી નહીં ફરીથી એવી તક આવશે, એવી આશાએ બેશી રહેનાર નિરાશ થાય છે તેની સાથે એટલું પણ યાદ રાખવું કે ઉપયોગી કામ એવી રૂડી રીતે આગ્રહી બનીને મનના ખરા ઉમળકાથી આરંભવું કે પહેલેજ

દિવસે તે કામ જોઈને આપણા મનમાં આનંદ ઉભરાય. એટલુંજ નહિ પણ એ કામ જાણે સંપૂર્ણજ થયેલું હોય એમ આપણને લાગે! "આરંભ એ અતો સુચક છે" જે કામનો આરંભ રૂડી રીતે થયેલો હશે, તે કામ સંપૂર્ણતાને પામશે

આર્યબંધુઓ! આપણે ઘણીવાર સાંભળીએ છીએ કે "ઝાઝા હાથ રળીઆમણા" રૂડાં કુળ કરવા પાછળ એકજ ઘરનાં તમામ માણસો ખંતથી મંડી પડે, તો આખું કુટુંબ સુખ મેળવે અને એક ગામના તમામ માણસો એક સંપે એમ ધારે કે આપણે આપણા ગામના લોકો કરતા વધારે સુખી થવા પ્રયત્ન કરીએ તો તેમ બનવું સ્હેલ થઇ પડે તેમજ અનેક દેશો હુન્નર, વિદ્યા, કળા આદીમાં બ્રિટ ઉદ્યોગ ને આગ્રહવડે આપણાથી ઘણાજ આગળ વધ્યા છે ને અમનચેન ઉડાવે છે! તેમ આપણે પણ—જો તેમના જેવી મહેનત કરવા ખંતથી એકમતે મંડી પડીએ, તો અલબત આખી પ્રજા તેમના જેવું સુખ ભોગવીએ! દરેક માણસ બાહુબળ ઉપરજ આધાર રાખીને સુખ મેળવવા ઇચ્છવું, એ આખા દેશનું સુખ ઇચ્છનારાઓ જાર છે! આપણી નવી ઉગતી પ્રજાને પોતાનાજ બાહુબળ ઉપર આધાર રખાવીને સ્વતંત્ર ધંધા કરાવો! દેશનો ઉદય કરનાર મહાનતિઓની સંખ્યાગત વધારો કરો! ઓશિઆળી પરાધિન રોટલી પર ધિક્કાર ઉપજાવો! અને પ્રથક પ્રથક બાહુબળના આધારે—કુમેળા હિંદને પાછો સપાટી ઉપર લાવીને ગમતાયા આગેવાનોના હૈડા હરખાવો એજ નમતા પ્રભુની નમ્ર યાચના છે!! જય જય દેશોદ્ધારી!!

✻✻✻✻✻✻
✻ સમાપ્ત. ✻
✻✻✻✻✻✻

## અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર સદ્ગૃહસ્થોનાં

## મુબારક નામ.

—૦—

૧ આસિ હરજી પાચા તા. સ્કૂલ રાજકોટ

૧ તખ્તજની રાજકોટ

૧૧ રાણા હજીરાજ હરિસિંહજી મીણાપુર ભાગદાર

 ૧ રાણા કેશરીસિંહજી પૂંજભા

 ૧ રાણા દાજી હરિસિંહજી

 ૧૦ માસ્તર સુંદરજી ત્રિભુવન રાવળ

 ૧ રા રા ઓઘડ ભગવાન કોઠારી

 ૧ રા રા ટોકરદાસ મનોરદાસ

 ૧ રા રા કેશવજી ગોબર.

 ૧ રા રા શિવલાલ ગુલાબચંદ

 ૧ રા રા ફુલચંદ પાનાચંદ

 ૧ રાણા દોલતસિંહજી મુળુભા

 ૧ રા રા છગનલાલ ડોસાભાઈ

 ૧ રા રા મગનલાલ ત્રિકમજી

૪ સ્કૉ ગગનલાલ ભીમજી મેલટ્રેનિંગ કોલેજ રાજકોટ

 ૧ સ્કૉ નાગરદાસ રેવાશંકર

 ૧ સ્કૉ મોરારજી કેશવજી

 ૧ સ્કૉ દેવશંકર ગણેશજી શુકલ

 ૧ સ્કૉ મગનલાલ ભીમજી વ્યાસ.

૧૧ ભાઇએઆર ત્રિકમજી શાહ ઢસાડા

૧. મે. ડાક્તર સાહેબ એરન સેમ્યુએલ

૧ રા રા પુરષોત્તમ મનસુખરામ

૨ પો ૫ ગણુગદાસ નરસિંહદાસ

૧ શા એ આર ત્રિકમજી

૧ શા મોહનલાલ કેવળશી

૧ શા પિતાંબર હજમશી

૧ ભાઇ ગણપત સાંકળેશ્વર

૧ જોશી મૂળશંકર ભગવાન

૧ વૃગાશા ઉમરશા.

૧ ઠક્કર ધર્મશી બેહેચર

૧ માસ્તર હીરજી પ્રેમજી

૫ આસિ. માસ્તર નરભેરામ જેઠાભાઇ રાજકોટ તાલુકાસ્કૂલ

૧ મીસ્ત્રી કાનજી નારણ

૧ રા માકુબ સુલેમાન.

૧ રા. રવજી હરજી.

૧ રા મૂળચંદ ડાહ્યા.

૧ વા. ભવાન નારણ

૧ વિદ્યાર્થિ જગજીવન સુંદરજી રાજકોટ

૧ "રા રા મોતીચંદ સવજી ઢસાના કામદાર"

૩ નરભેરામ પોપટ રાજકોટ

૧ કાળીદાસ નરશી

૧ મોચી આણંદજી વેલજી

૧ ઠકર નરભેરામ પોપટ
૬. મેહેરબાન મોરારજી મગળજી પંડ્યા હજુર પર્સનલ આસિસ્ટંટ
૮ મોરબી.
૫ મલેકજી જેતખાનજી જોરાવરખાનજી દરબાર સાહેબ દસાડા
૨ મલેકજી જેતખાનજી જોરાવરખાનજી, દરબાર સાહેબ.
૧ સૈયદ ઉંમરભાઇ રાજેભાઇ
૧ સૈયદ અમાની મતુમીયાં
૧ હાશમીન ડોસાભાઇ જેઠાભાઇ
૧ ભાઈ કલ્યાણજી પ્રેમજી વાણીઆ ઉંચડી.
૨ ભાવસાર ભાઈચંદ ત્રિભોવન જખુપર
૪૬ ભાઈ રામજી ભીમજી રાજકોટ.
૧ રા મહમદઅલી આદમજી
૧ રા સલમાનજી કરીમભાઇ
૪ રા રા રામજીદાસ માવજી
૧ રા રા જટાશંકર દયાશંકર ઓઝા
૧ કંટ્રાકટર કાનજી ગોવિંદજી
૧ રા. રા બેહેચર મેઘજી બુકસેલર.
૧ રા રા ગુલામહુસેન મહમદઅલી
૧ રા. રા માણેકચંદ હરજીવન
૧ જાડેજા દાદાભા જાલમસીંહ
૧ રા રા ઉમીયાશંકર મેહેચરલાલ
૧ સુતાર જાદવ લાધા
૧ કડીઆ માવજી હરજી

૧ કડીયા ભાભા બાધા
૧ રા. રા. વજરાજ મોનજી
૧૦ રા રા. મકનજી વિરજી હોસ્પીટલ આસીસ્ટંટ ગોંડલ
૧ રા રા જીવણ મેઘજી ખેરડી
૧ વકીલ વર્ધમાન મકનજી રાજકોટ
૨ જીવણ મેઘજી
૧ રા રા ભાજેરામ મુળજી જંગા
૧ ઠાકર હરિ અમરશી
૧ રા. રા. ઉસ્માન બચલ
૫ મહેરબાની જીવણખાનજી નસીમખાનજી સંસ્થાન ભાભા પાટની કુમાર
૧ રા. રા. વલ્લભજી આચાર્યે વોટ્સન મ્યુઝીયમ ક્યુરેટર રાજકોટ
૧ દરબારશ્રી પ્રતાપસીંહજી ગાયકવાડસીંહજી તાલુકે બાબરા
૧ તાલુકે સાજપુરાના દરબારશ્રી
૧ કે ડી. શેઠ સુખડની પેટીઓ બનાવનાર માંગરોળ
૧૦ મેહેરબાન મોતીચંદ તુલસી રાજકોટ સ્ટેટ કારભારી સાહેબ
૫ ભાઇ ગણપત સાકરેશ્વર દલાલ
૧ રા રા. મયારામ રઘુરામ
૧ રા રા ધનજી મોરાર ઠાકર
૧ ઠાકર ધરમશી મેહેચર
૧ ભટ અમથા પરશુરામ
૧ મેતા ખુશાલ લાલજી

૩ રા રા બાલચંદ                રાજકોટ કાઠિયાવાડ હાઈસ્કુલ
૪ રા રા ઉમીયાશંકર મુળજી ઓઝા રાજકોટ સ્ટેશન સ્કુલમાસ્તર
૨ રા રા ઉમીયાશંકર મુળજી ઓઝા
૧ રા રા કાળીદાસ નારણજી સ્પે આ માસ્તર
૧ રા જીવન સવજી બી આ'સ.
૫ રા રા ગયાશંકર બ્રહ્મ નવાડી વેક્સીટનેર મોરબી
૫ રા રા દેવચંદ ભવાન સ્કુલ માસ્તર દાણાવાડા,
૧ રા રા દેવચંદ ભવાન ગોમાણી
૨ રા રા મુળચંદ રામચંદ પારેખ
૧ વિદ્યાર્થિ લાલજી શામજી
૧ મગનલાલ રાયચંદ પારેખ
૧ વિદ્યાર્થિ ભોળા કલ્યાણ
૧ રા. રા રણછોડલાલ નારણજી સ્કુલ માસ્તર જેતપુર
૩ રા. રા. હીરચંદ ચત્રભુજ પોષ્ટ માસ્તર મોરબી
૧૦ ભાઈ દેવશંકર ઇશ્વરલાલ ઓઝા
૧૦ મેહેરબાન વિશ્વનાથ શંકરજી
૬ રા. રા વાડીલાલ નિરચંદ ધંધુકા ઇંગ્રેજી સ્કુલ માસ્તર
૧ માસ્તર વાડીલાલ નિરચંદ શાહ
૧ શાંતિમીયા ગિરચઅલ્લીમીયા પરશીયન ટીચર
૧ માસ્તર ડાહ્યાભાઈ લક્ષ્મણરાવ
૧ બાલુદારકુન રેવાશંકર નથુભાઈ
૧ રા રા. હીરાલાલ નારાયણ
૧ રા રા. પોપટલાલ માણેકચંદ

૨૪ ભાઈ હરજીવન કેશવજી, સવજી ગોરધનજી, તથા જીવા વાલજી
રાજકોટ

૧ રા. રા. નવલરામ અવલરામ ઠાકર વાચનશાળા સેક્રેટરી રાજકોટ

૧ રા રા. વજેશંકર બાપાભાઈ

૧ રા રા તેજપાળ લીલાધર. ખડેરીઆ

૧ રા રા. શાહ ધનજી ગીદડ મારફત

૧ મોદી જગજીવન હેમરાજ

૧ રા. રા. ત્રિભોવન

૧ ઠાકર ઝવેરચંદ નથુ કોટેચા હાલ જેતપુર [redacted]

૧ રા રા અબુબકર ઈબ્રાહીમ.

૧ રા કુરજી પૂંજા

૧ માનજી પિતાંબર જોડીયા

૧ મેરાઈ દેવશી ઉકા

૧ રા વિક્રમશી પિતાંબર

૧ રા. છોટાલાલ મોહનલાલ

૧ શા દુલભદાસ ગગા

૧ રા રા. હાથીદાસ પિતાંબર ધી રાઈઝીંગ સ્ટાર [redacted] પ્રેસના મેનેજર

૧ ખાચર પેથુર વશામણ આણંદપુર તાલુકદાર

૧ રા લાલજી કાનજી

૧ દોશી ધારશી શામજી

૧ રા રા લલુભાઈ અજારામ દેસાઈ વકીલ.

૧ રા રા મૂળજી વસરામ
૧ રા રા સુંદરલાલ રઘુનાથ
૧ રા હેમરાજ ધારશી
૨ રા રા. છગનલાલ જેઠાલાલ
૧૧ રા રા ખત્રી હરિભાઇ જસમત ટયુટર ગ કોર્ટ
૨ મેહેરબાન રા રા બાપા રામચંદ્ર નિકતે
૧ રા. રા ખત્રી હરિભાઇ જસમત પ્રા ટયુ
૧ રા રા કૃષ્ણરાવ બાપાજી નિકતે
૧ રા રા છગનલાલ પ્રભુભાઇ વોરા
૧ રા રા ગજાનન બાપાજી જોષી કલાસના મેમ્બર
૧ રા. રા. વજેશંકર કલ્યાણજી જોષી કલાસના મેમ્બર
૧ રા રા બળવંતરાવ રામકૃષ્ણ નાહેરે
૧ રા રા. મકનજી વલજી આસરા
૧ રા. રા ગોવર્ધનદાસ પોપટ મહેતા
૧ રા રા જમનાદાસ પોપટ મેહેતા
૨૧ સહામેહેરબાન ઇશ્વરલાલ મેહેચર ઓઝા તાલુકા સ્કુલ માસ્તર ચોટીલા
૨ મેહેરબાન ઇશ્વરલાલ મેહેચર ઓઝા તા સ્કુ માસ્તર ચોટીલા
૨ મોતીચંદ હંસરાજ સરવે સુપ્રી. સા.
૨ કેશવજી જેરામ વકીલ ચોટીલા
૧ દરબાર શ્રી સાદુલદાદા ચોટીલા
૧ ધાધલ દેવાઇત રાણા ચોટીલા
૧ રા રા રૂગનાથ મોતીચંદ ચાણસરકાર ચોટીલા

